# प्रबोधचंद्रोदयनाटक

મૂળ સંસ્કૃતઉપરથી

વેદધર્મ સભાના અધ્યક્ષ

**પંડિત શ્રીજયકૃષ્ણ જીવનરામજીની**

સહાયતાથી

## ભોગીલાલ મહાનંદ ભટ્ટે

ગુજરાતીમાં રચ્યું,

તે

**વેદધર્મસભાના તંત્રી કેશવલાલ હરિરામે**

છપાવી પ્રસિદ્ધ કર્યું.

**મુંબઈ,**

ઓરિયન્ટલ મુદ્રાલય.

સંવત ૧૯૩૭. સન ૧૮૮૧.

મૂલ્ય ૧૦ આના.

# प्रस्तावना.

વર્તમાનકાળમાં પ્રસિદ્ધ ચોપાનિયામાં આવતા ઘણાખરા વિષયો વિશેષેકરી વ્યવહારસંબંધી બાબતોના જ્ઞાનથી ભરેલા હોય છે, પરંતુ પરમાત્માસંબંધી જ્ઞાનનો માર્ગ દર્શાવનાર વિષયો તો ભાગ્યેજ તેમાં જોવામાં આવે છે. વેદધર્મસભા તરફથી નિકળતાં આર્યધર્મપ્રકાશ ચોપાનિયામાં તેના નામને અનુસરીને ધર્મસંબંધી જ્ઞાનના વિષયો વખતે વખતે દાખલ કરવાનો પ્રયત્ન ચાલતો રાખવામાં આવે છે. તેજપ્રમાણે આ 'પ્રબોધચંદ્રોદય નાટક' નામનો વિષય તેમાં ચાલુ કરવાની સભાના કેટલાક આગેવાન ગૃહસ્થોની ઈચ્છા થઈ, અને તે કામ તેમણે મને સોંપ્યું. સભાના અધ્યક્ષ પંડિત શ્રીજયકૃષ્ણ જીવનરામજીએ તે ગ્રંથ મૂળ સંસ્કૃતઉપરથી ગુજરાતીમાં જેમ બને તેમ સરળપણે સમજાવવા ઉત્સાહ બતાવ્યો જેથી તેને ગુજરાતી ભાષામાં લખવાનું કામ મેં માથે લીધું અને તે પ્રમાણે આ વિષય થોડેથોડે 'આર્યધર્મપ્રકાશ' ચોપાનિયામાં દાખલ કરવામાં આવતો હતો. જે હમણા પૂરો થઈ રહેવાથી સભાના તંત્રી તરફથી તેને જુદા ગ્રંથ-રૂપે છપાવી પ્રજાની સમક્ષ નિવેદન કરવામાં આવ્યો છે.

આ વિષય ગુજરાતી ભાષામાં સરળ રીતે યથાસ્થિત સમજાવવામાં પંડિત શ્રીજયકૃષ્ણ જીવનરામજીએ કૃપા કરી મને સંપૂર્ણ સહાયતા આપી છે, તોપણ એ ગ્રંથનું ગૂઢપણું તથા એ વિષયની મહત્તા જોતાં એ વિષય લખવાને મેં જે માથું માર્યું છે તે મારી શક્તિ ઉપરાંત છે, એમ હું માનું છું. માટે જ્ઞાનીજનોએ દોષ સુધારી લેવો એ મારી પ્રાર્થના છે.

કેટલીએક અડચણોને લીધે આ ગ્રંથનો છઠ્ઠો અંક લખવાના પ્રસંગે તેમાં જેટલું જોઈએ તેટલું લક્ષપૂર્વક અવલોકન કરવાને મારાથી બન્યું નથી, પરંતુ વિશેષેકરી તે પ્રસંગે તેમજ બીજે પ્રસંગે આ કામમાં સભાના તંત્રી કેશવલાલ હરિરામે ઠીક મદદ કરી છે.

આ ગ્રંથને ગુજરાતી ભાષામાં ગોઠવતાં તેમાં મૂળ સંસ્કૃતના શબ્દે શબ્દનું ભાષાન્તરજ દાખલ કરવાનો નીયમ ન રાખતાં તેનાં મૂળનાં વાક્યનો ખરો ભાવ જેમ બને તેમ ગુજરાતી વાક્યમાં આવી જાય તેવા પ્રકારની વાક્યરચના આણવા યથામતિ પ્રયત્ન કરેલો છે, તોપણ એ તો નિઃસંશય છે કે મૂળ સંસ્કૃત વાણીમાં જેટલી અને જેવા પ્રકારની ખૂબી તથા ભાવ સમાયેલાં છે, તેની સાથે આની તુલના થઈ શકવાની નથી.

આ બાબતમાં પંડિત શ્રીજયકૃષ્ણજીએ ઉત્સાહપૂર્વક શ્રમ લેઈ મને જે સહાયતા આપી છે તેને માટે હું તેમનો ઘણો આભારી છું.



# [1] प्रबोधचंद्रोदयनाटक.

## अंक १ लो.

### પાત્રો.

सूत्रधार........નાટકપાત્રોનો નાયક.
नटी............તેની સ્ત્રી.
काम............મહામોહનો સામંત (વિષય વાસના)
रति ............કામની સ્ત્રી (આસક્તિ).
विवेक ........મહામોહાદિકનો પ્રતિપક્ષી (સારઅસારની સમજણ).
मति............વિવેકની સ્ત્રી (બુદ્ધિ).

### नान्दि.

(शार्दूलविक्रीडित छंद.[2])

મધ્યાન્હે જલ જેમ સૂર્ય કરમાં ભાસે તથા જે વિષે,—
અજ્ઞાને કરી પંચભૂતમય આ ત્રૈલોક્ય આખું દિસે,

---

૧ આ નાટક સંસ્કૃત ઉપરથી ગુજરાતી ભાષામાં લખતાં તેના બોલ-બોલનું ભાષાંતર લખવાથી મૂળ સંસ્કૃતમાં સમાયેલી ઇબારત, ભાવાર્થ અને હેતુનું જેવું જોઇએ તેવું ચિત્ર પડી શકતું નથી, એટલા માટે આ ભાષાંતરમાં તે મતલબ સાચવવાને અમે જ્યાં જ્યાં જરૂર પડી છે ત્યાં મૂળ સંસ્કૃત વાક્યના બોલબોલનુંજ ભાષાંતર લખવાના દુરાગ્રહને મુકી દેઈ મૂળના વાક્યની ઇબારત, ભાવાર્થ અને હેતુ યથાસ્થિત આવી જાય તેવી વાક્યયોજના ગુજરાતી ભાષાની ઇબારતમાં આણવાને પ્રયત્ન કરેલો છે.

૨ મધ્યાન્હકાળે સૂર્યના કિરણોથી ખારી જમીનમાં દેખાતું ઝાંઝવનું જળ (અજ્ઞાનને લીધે) જેમ ખરૂ ભાસે છે તેમ જેની અજ્ઞાનતાને લીધે પૃથ્વીઆદિ આ પંચભૂતમય સર્વ (મિથ્યા) સૃષ્ટિ સાચીજ હોય એમ લાગેછે,

માલાના અહિની[1] પઠે લય ધરે જેના વિવેકે કરી,
આનંદાબ્ધિ ઉપાસિએ અમલે[2] તે, આત્મસ્વરૂપે કરી. ૧

(मंदाक्रांतावृत्तं[3].)

સુષુમણામાં યત પવનથી મૂકિને બ્રહ્મ રંધ્ર,
રહે તું[4] શાન્તિ મન તણિ થતાં, ભારિ આનંદ સાંદ્ર[5];
પ્રત્યગ્જ્યોતી[6] નિયમિ[7] શિવનું, શ્રેષ્ઠ છે વિશ્વવ્યાપી,
તેને જાંણે તૃતિય નયને સ્પષ્ટતા હોય આપી. ૨

**सूत्रधार**—મંગલાચરણનો વિસ્તાર વિશેષ કરવાની અગત્ય નથી. જેના ચરણાર્વિંદમાં, સમગ્ર દેશના રાજાઓનો સમુદાય પોતાના મસ્તકઉપર મુકેલા મણિમય મુકુટના અગ્રભાગથી આરતી ઉતારે છે, અને જેમ નૃસિંહરૂપ ધારણ કરીને વિષ્ણુએ હિરણ્યકશિપુની છાતી છેદન કરી, તેમ બળિષ્ટ શત્રુઓના સમુદાયની છાતિઓરૂપી કમાડ ફાડવામાં જે પરાક્રમી છે, જેણે મહાસમર્થ રાજાઓના કુળોના નાશરૂપી સમુદ્રમાં ડુબી ગયેલી પૃથ્વીના રક્ષણાર્થેજ જાણે વરાહરૂપ ધારણ કર્યું હોયની! અને જેની કીર્ત્તિરૂપી આભૂષણો સર્વ દિશારૂપી સ્ત્રિયોના કાનમાં શોભી રહ્યાં છે. (એટલે ચારે દિશામાં જેની કીર્ત્તિ ગાઈ રહી છે.)

---

અને જેમ અંધારામાં પડેલી દોરડીથી અજાણ્યાઓને સર્પની ભ્રાંતિ થાય છે અને જાણ્યા પછી તે ભ્રાંતિ ટળી જાય છે. તેમ જેનું જ્ઞાન થવાથી આ સમગ્ર સૃષ્ટિ મિથ્યાછે એમ સમજવામાં આવેછે; એવા અખંડાનંદ નિર્મળ સ્વાત્માનંદાનુભવરૂપ સ્વયંપ્રકાશ તેમની અમે ઉપાસના કરીએ છીએ.

૧ સર્પ. ૨ નિર્મળ.

૩ અંતરનાડી સુષુમણાને વિષે રૂંધેલા વાયુવડે કરીને જેણે બ્રહ્મરંધ્ર (મગજ) નું ઉલ્લંઘન કર્યું છે, અંતઃકરણ શાંત થયેસતે આનંદઘન જામી જે પ્રકટ થઇ રહે છે અને યોગમાં આસક્ત એવા શિવજીએ ત્રીજા નેત્ર નિમિત્તે કરીને જાંણે સ્પષ્ટ કરી દેખાડ્યું હોયની! એવું જે પ્રત્યગ્જ્યોતિ તે સર્વથી શ્રેષ્ઠપણે વર્તે છે.

૪ રૂંધેલા. ૫ અભિન્ન. ૬ સત્યજ્ઞાનાનંદમય. ૭ નિયમવાળા.

એવા શ્રીમાન્ ગોપાળનામના રાજાએ મને આજ્ઞા કરી છે કે, હમણાં કીર્તિવર્મદેવ રાજાના દિગ્વિજયરૂપી જે કાર્ય હતું તે સિદ્ધ થયું. તેથી અમે કૃતકૃત્ય થયા, કારણ કે જે જે રાજાઓ કીર્તિવર્મદેવ રાજાના શત્રુઓ હતા તેમનો નાશ કરીને તે તે ઠેકાણે ધર્મ મર્યાદાને જાણનારા સારા નીતિવાન એવા ઉત્તમ કારભારિયો સ્થાપીને પૃથ્વીનું સંરક્ષણ કર્યું, અને જેની ચારે બાજુએ સમુદ્ર વીંટાયેલો છે એવી જે પૃથ્વી તેનેવિષે કીર્તિવર્મદેવ રાજાનું એક ચક્રવર્તી રાજ્ય સ્થપાયું; પણ કોમળ સ્વભાવના એ કીર્તિવર્મદેવ રાજાનો દિગ્વિજય કરવાના સમારંભના સંભ્રમમાં બ્રહ્માનંદના રસનો અનુભવ લેવાને અમને વિલંબ થયો, અને નાનાપ્રકારના જે વિષયરસ તેમના સેવને કરીને મલિન એવા ઘણા કાળ કાઢ્યા. હવે શાંતરસ જેમાં નિરૂપણ કરેલો હોય તેવા નાટકે કરીને ચિત્તને વિનોદ કરવાની અમને ઇચ્છા છે. વાસ્તે પરમપુજ્ય કૃષ્ણમિશ્ર પંડિતે પ્રથમ પ્રબોધચંદ્રોદય નામનું જે નાટક રચીને તમને અર્પણ કરેલું છે, તેનો ખેલ કીર્તિવર્મ રાજાને રાજ્યસભાસહિત જોવાની અતિ આતુરતાછે માટે તે નાટક આજ કીર્તિવર્મ રાજાની આગળ ભજવી બતાવવું. એટલા માટે કામનો પ્રારંભ કરવાને હું ઘેર જઇ મારી સ્ત્રીને તથા વાજીંત્ર વગાડનારાઓને બોલાવી લાવું. (પડદા સામુ જોઇને) પ્રિયા! અહીં આવ.

**નટી**—(પ્રવેશ કરીને) સ્વામી, શી આજ્ઞા છે?

**સૂત્રધાર**—પ્રિયા, જેની કીર્તિ આખા વિશ્વમાં વ્યાપી રહી છે એવા ગોપાળ રાજાનું નામ તારા જાણવામાં તો હશે. જેનો પ્રતાપરૂપી અગ્નિ શત્રુના સૈન્યરૂપી અરણ્યમાં દાહ કરવાને સમગ્ર પૃથ્વીમાં પ્રસરેલો છે, જેણે સર્વ મંડળેશ્વરોને જીતીને પોતાના મિત્ર કીર્તિવર્મ રાજાને રાજ્યાભિષેક કરીને સ્થાપ્યો છે, જેણે પૂર્વે યુદ્ધમાં સંહારેલા મદોન્મત્ત હાથીઓના સુકાઇ ગયેલા ગંડસ્થળમાં કાનને માર્ગે ભરાયેલા પવનના ઉંચા સ્વરરૂપી

વાજીંત્રના નાદે કરીને રણભૂમિમાં જેના શુરવીરપણાના હજુ સુધી યશ ગવાયછે અને તે વેળાના સંગ્રામમાં મરણ પામેલા યોદ્ધાઓનાં રૂધિરમાંસનો ભક્ષ કરવાને મોટા આનંદથી આવનારી રાક્ષસીઓનો કોલાહલ હજુસુધી કાનને ચમકાવે છે, એવો મહા-શુરવીર ગોપાળરાજા, કે જેની સર્વ ઉત્કંઠા પૂરી થઇ છે, તે હવે પોતાનું મન પારમાર્થિક વિચારમાં લગાડવા ઇચ્છે છે. તેણે મને પ્રબોધચંદ્રોદય નામનું નાટક ભજવી બતાવી સર્વ સભા-સદોને આનંદ પમાડવાની આજ્ઞા કરી છે. તેથી તું આપણા સર્વ નાટકપાત્રોને પોતપોતાના વેશ ધારણ કરવાને કહે.

**नटी**—(આશ્ચર્યથી) હે આર્યપુત્ર! એ તો મ્હોટું આશ્ચર્ય! જેણે પોતાની ભુજાઓના બળના પરાક્રમે કરીને સર્વ રાજાઓના સમુહને નમાવ્યા છે અને મધુદૈત્યનો નાશ કરનાર વિષ્ણુએ જેમ ક્ષીરસમુદ્રનું મથન કરીને લક્ષ્મી સંપાદન કરી, તેમ કાનપર્યંત ખેંચેલા કઠણ ધનુષ્યમાંથી છુટતા હજારો બાણોના વરસાદે કરીને અધમુવા થયેલા ઘોડારૂપી જેમાં લ્હેરો ચાલે છે, ચોતરફથી હજારો તિક્ષ્ણ શસ્ત્રોના ઉપરાઉપરી પડતા ઘાયે કરીને મૃત્યું પામેલા હાથીઓરૂપી જેમાં અગણિત પર્વતો છે અને જેમા ચારે બાજુએ ફરતા પોતાના ભુજદંડરૂપી મંદરાચલ પર્વતે કરીને પરાભવ પામેલું સમગ્ર પાયદળરૂપી અગાધ જળ ભર્યું છે; એવા કર્ણરાજાના સૈન્યરૂપી સમુદ્રને વલોવીને જેણે વિજયરૂપી લક્ષ્મી સંપાદન કરી છે અને જેના પરાક્રમનાં મુનિજનો પણ વખાણ કરે છે, એવા મહાશુરવીર ગોપાળરાજાને આટલી બધી શાન્તિ કેમ આવી ગઈ?

**सूत्रधार**—હે આર્યે! સ્વભાવેજ નિર્વિકલ્પ પરબ્રહ્મજ્યોતિ છે, તે કોઇ કારણથી સંસારકામનારૂપી વિકારને પ્રાપ્ત થાય છે, પણ પાછું પોતાનું સ્વાભાવિક નિર્વિકલ્પપણું ધારણ કરે છે. જેમકે, પ્રલયકાલના તોફાની પવનથી ઉછળી રહેલો સમુદ્ર, પર્વતાદિ સહવર્તમાન આખી પૃથ્વીને બોળી નાંખે છે પણ તે સમય

વિત્યા પછી પાછો પોતાની મૂળમર્યાદા ધારણ કરે છે. તેમજ સર્વ રાજાઓના કુળનોં નાશ કરવામાં પ્રલયકાલના અગ્નિસરખો ક્રૂર એવો જે શિશુપાળરાજા તેણે ચંદ્રવંશી રાજાઓનાં રાજ્ય નાશ કર્યાં, તે પાછાં સ્થાપન કરી આપવાને માટેજ ગોપાળરાજાને તે નિમિત્ત ક્રોધ ઉત્પન્ન થયો હતો, પણ તે સ્વાભાવિક નહતો. જેને એવો પુરૂષાર્થ એજ આભૂષણછે એવા પુરૂષો, સર્વ પ્રાણિના હિતને માટેજ ભગવાન નારાયણના અંશથકી પૃથ્વીમાં અવતાર ધારણ કરી દુષ્ટોને શિક્ષા કરવાનું જે પોતાનું કામ, તે કરીને પાછા સ્વાભાવિક શાન્તિને પામે છે. તે તું પરશુરામનુંજ દૃષ્ટાંત વિચારી જોને કે જેમ

(मराठी साखीनो राग.)

ફરસીથી વાળ્યો પરશુરામે, ક્ષત્રીનો સંહાર,
નિઃક્ષત્રી પૃથ્વીને કીધી, એણે એકવીસ વાર.
પૃથ્વીપર છે પ્રસિદ્ધ જેની, ફરશી તિક્ષણ ધારે,
ક્ષત્રિઓના ખભા ફાડવે, નિર્દય નિંવડી ભારે.
બાળવૃદ્ધને સ્ત્રી નવ મુકયાં, ક્ષત્રિ સઉ સંહાર્યા,
રૂધીરની નદીઓ વહીને, માંસે થયા કીનારા.
તે સરિતામાં સ્નાન કરીને, તર્પણ કીધું સાર,
નૃપનાં કુળ એમ નિર્મૂળ કીધાં, ટાળ્યો ધરાનો ભાર.
એવા પરાક્રમી પરશુરામે, કરી ક્રોધનો ત્યાગ,
શાન્તિ ગ્રહી તપ આદર્યું આપે, આણીને વૈરાગ.

તેમજ આ ગોપાળરાજા પણ પોતાને જે કાર્ય કરવાનું હતું તે કરી શાન્તિને પામ્યાછે અને જેમ **विवेके** મહાબળવાન્ **महामोह**ને જીતીને **प्रबोध**નો[1] ઉદય કર્યો તેમ ગોપાળરાજાએ મહાબળવાન્ કર્ણરાજાને જીતીને કીર્તિવર્મ રાજાના રાજ્યનો ઉદય કર્યો.

(નેપથ્યમાં ક્રોધાયમાન શબ્દ થયો કે) અરે પાપી, અધમ નટડા! અમે જીવતા છીએ ત્યાંસુધી અમારા સ્વામી મહામોહનો વિવેકે પરાજય કર્યાનું દૃષ્ટાંત તું આપનાગે?

૧ જ્ઞાન

**सूत्रधार**—(ગભરાઇને) અરે પ્રિયા! જીવતાં પ્રાણીઓને મદ ઉત્પન્ન કરનાર, શોભાયમાન, અતિ સુંદર રૂપવાળો, અને મદેકરીને ચંચળ છે નેત્ર જેનાં એવો **कामदेव**, કે જેને તેની સ્ત્રી **रति**એ રોમાંચિત હાથે દૃઢ આલિંગન કરેલું છે, તે આવતો હોય એમ જણાયછે; અને તેને મારાં વચન સાંભળી ક્રોધ ચઢ્યો હોય એમ લાગેછે. માટે આપણે અહીંથી જતાં રહેવું જોઇએ. (જતા રેહેછે.)

## પ્રવેશ ૧ લો.

**काम** અને **रति** (પ્રવેશ કરીને.)

**काम**—અરે પાપી અને અધમ નટ! જ્યાંસુધી અમે જીવતા છીયે, ત્યાંસુધી અમારા સ્વામી **महामोह**નો **विवेक** નાશ કર્યો, એવું ઉદાહરણ તારાથી અપાયજ કેમ? હે નીચ નટ! શાસ્ત્રવેત્તા બુધજનોના અંતઃકરણમાં પણ વિવેકનું પ્રબળ ત્યાંસુધીજ રેહે છે, કે જ્યાંસુધી કમળનયની યુવતિયોના કટાક્ષરૂપી બાણો છાતીમાં વાગ્યાં નથી; પણ જે ક્ષણે તેઓ મૃગલોચનીઓના કટાક્ષદૃષ્ટિના હાવભાવ રૂપી નાગપાશમાં ઘેરાઇ ગયા કે, તેજ ક્ષણે તેમનો વિજયી વિવેક જીવ લેઇ નાશી જાય છે. અરે!

(**हरिगीत छंद**.)

જ્યાં મ્હેલ સુંદર છે વિવિધ, વૈભવ સહિત બહુ ઓપતા;<br>
વળિ છે વિલાસી ને મનોહર, ચિત્રની મહીં બહુ છટા.<br>
કરતા ભ્રમર ગુંજાર એવી, લતાઓ લટકી રહી,<br>
ખીલેલ માલતિ પુષ્પ, આદીની ઘટાઓ છે જહીં.<br>
શીતળ સુવાસિત સુખદ વાયુ, જ્યાં સદા સુંદર વહે;<br>
જ્યાં ચંદ્રકેરી ચાંદનીથી, રાત્રિઓ ખીલી રહે.<br>
જ્યાં કમળનયની ચંદ્રવદની, ચિત્તની હરનારિયો;<br>
શૃંગારથી બહુ શોભતી છે, નવે યૌવન નારિયો.<br>
વળિ ખાનપાનાદી તણા, ભંડાર જ્યાં ભરપૂર છે;<br>
જ્યાં મદોત્તેજક વિજયી મારાં, સાધનો મશહૂર છે.

રે! ત્યાં અલ્યા ઓ નષ્ટ મૂર્ખ, વિવેકના શા ભાર છે?
ત્યાં ઉદયલેશ પ્રબોધનો સ્વપ્ને નહીં થાનાર છે.

**रति**—હે આર્યપુત્ર! **विवेक** એ, મહારાજા **महामोह**નો પ્રબળ શત્રુ છે એમ મને લાગે છે.

**काम**—હે પ્રિયા! સ્ત્રિઓ સ્વભાવેજ બિહિકણ હોય છે, તેમ તને પણ વિવેકનો ભય લાગે છે કે શું? જો સાંભળ. મારાં ધનુ-ષ્યબાણ ગમે તો અતિકોમળ અને કેવળ પુષ્પનાંજ છે, તોપણ તે એટલાં તો તીખાં છે કે, તેવડે દેવ, દાનવ અને માનવ સહિત આખું જગત્ મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરી, એક ઘડી પણ ધૈર્ય રાખવા સમર્થ નથી. વળી સાંભળ.

(ओखाहरणनो राग.)

ગૌતમની અહલ્યા જે નાર, તે શું ઇંદ્રે કીધો વ્યભિચાર;
બ્રહ્મા પુત્રી પાછળ ધાયા, થઈ વિહ્વળ ન ગણી જાયા. ૧
ચંદ્રે ગુરૂપત્નીથી ગમન, કીધું મોહ પામ્યું જ્યાં મન;
એવા કોણ પરાક્રમી ફાવ્યા, જેને કુપંથે મેં ન ચઢાવ્યા. ૨
બ્રહ્માંડને ભાન મુકાવા, કામાતુર કરી છેક છકાવા;
મારા બાંણ છે વિજયી એવાં, બીજાં જગમાં ન જેના જેવાં. ૩

**रति**—પ્રાણનાથ આપ કહો છો એ વાત તો ખરી છે, પણ મારા સાંભળવામાં છે કે, **विवेक**ના **यमनियमादिक** પ્રધાનો મહાપરા-ક્રમી છે,—માટે હે પ્રિયપતિ! બુદ્ધિમાન પુરૂષે, પરાભવ પમાડી શકાય એવા નિર્બળ શત્રુનું પણ ભય રાખવું જોઇએ.

**काम**—હે પ્રિયે! વિવેકના જે યમનિયમાદિક કારભારીયો છે; તેમને તું મહાબળવાન ધારે છે, પણ તેમના સામો હું જઇને ઉભો રહ્યો કે તે સઘળા વિવેકને પડતો મુકી જીવ લેઇ નાશી જવાના. જો સાંભળ. **क्रोध**ની પાસે **अहिंसा** તો ઉભી રહેવાજ ન પામે, અને જ્યાં હું હોઉ, ત્યાં **ब्रह्मचर्यादिक**ની વાતજ ક્યાંથી, તેમજ **लोभ**ની પાસ **अस्तेय**[1] **सत्य** કે **अपरिग्रह** એ તો ટકવાજ ન

---
[1] ચોરી ન કરવી તે.

પામે. હવે **યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન** અને **સમાધિ** એ જે બાકી રહ્યા, તેતો એવા બીકણ છે કે, અમારી બાજુનો પવન પણ સહન કરી શકતા નથી અને તેથીજ તેઓ નિરંતર જ્યાં વસ્તી નથી એવા અરણ્ય કે પર્વતોની ગુફાઓમાં એકાંતે ભરાઇ રેહે છે. એ પ્રકારે તેમનું જીવનજ નિર્વિકાર એકાગ્ર ચિત્ત છે, માટે તેમને નિર્મૂળ કરી નાંખવા એતો સહજ છે. વિવેકનાં એ અષ્ટાંગોનો નાશ કરવાનું મૂળ સાધન સ્ત્રિઓજ છે, અને તે તો આપણે સ્વાધીનજ છે. જો, કદાપિ તેઓ સ્ત્રિઓ સાથે ચેષ્ટા ન કરે, વિલાસ ન કરે, આલિંગન કે ક્રીડા ન કરે, ભાષણ ન કરે અને કદાપિ તેમના સામી દૃષ્ટિ સરખી પણ ન કરે, તોપણ તે આઠેયનો નાશ કરવા માટે, નિર્વિકાર ચિત્તમાં વિકાર ઉત્પન્ન કરવાને, સ્ત્રિઓનું સ્મરણ માત્ર અતિપ્રબળ છે. ટૂંકામાં એટલુંજ કહું છું કે, આપણા સ્વામી મહામોહના અતિપ્રિય એવા જે **મદ, માન, માત્સર્ય, લોભ**, અને **દંભ** આદિ યોદ્ધાઓ છે તેમની આજ્ઞા થઇ કે તરત તે બિચારા યમનિયમાદિકને આપણા મહારાજ મહામોહના મંત્રી **અધર્મ**ને આશ્રયે રેહેવું પડશે.

**રતિ**—સ્વામી! તમારૂં સર્વનું તથા એ સમ, દમ, અને વિવેકાદિકનું ઉત્પત્તિસ્થાન તો એકજ છે, એમ મેં સાંભળ્યું છે તે?

**કામ**—અરે ઉત્પત્તિનું સ્થાંન એકજ છે એટલુંજ નહી, પણ અમે અને એ એકજ પિતાનો પરિવાર છીએ. તે હું તને કહું તે સાંભળ. પ્રથમ **પરમાત્મા** થકી **માયા**ને પેટે **મન** નામે જગત્ પ્રસિદ્ધ પુત્ર ઉત્પન્ન થયો, અને એ **મને** પ્રથમ આ **ત્રૈલોક્ય** પેદા કર્યું અને પછી તેણે વારંવાર અમારાં પ્રખ્યાત બેઉ કુળ ઉત્પન્ન કર્યાં. તે એ રીતે કે **મન**ને **પ્રવૃત્તિ** અને **નિવૃત્તિ** નામની બે સ્ત્રિઓ, તે મધ્યેની **પ્રવૃત્તિ**ને પેટથી **મહામોહ** જેમાં મુખ્ય છે એવું અમારૂં કુળ ઉત્પન્ન થયું, અને નિવૃત્તિને પેટથી **વિવેક** જેમાં મુખ્ય છે એવું એમનું કુલ ઉત્પન્ન થયું.

रति—સ્વામીનાથ! ત્યારે તો તમે બધા ભાઇઓ થાઓ, તેમ છતાં માંહોમાંહી આટલો બધો વૈરભાવ કેમ થઇ ગયો?

काम—હે પ્રિયા! જગત્‌માં એક લોહીથી ઉત્પન્ન થયેલા ભાઇઓ-ભાઈમાંજ પરસ્પર વૈર બંધાય છે, એ વાત પ્રસિદ્ધ છે. જોને—.

**दोहरो.**

ભૂમિ નિમિત્તે ભુવનક્ષય, સરખી લઢ્યા લડાઈ;
પાંડવ કૌરવ જે હતા, એક બિજાના ભાઈ.

હવે, આ તમામ જગત્ અમારા પિતા મનનું ઉપાર્જીત કરેલું અને અમારા પિતાની અમારા ઉપર અત્યંત કૃપા દૃષ્ટિ હોવાથી આખા જગત્‌માં અમારૂં ચલણ ઘણુંજ છે, અને બિચારા વિવેકાદિકનું ચલણ તો ભાગ્યે કોઇકજ ઠેકાણે દૃષ્ટિયે પડે છે, એટલા માટે તે દુષ્ટો પિતાસહિત અમારો સર્વનો સમૂળો નાશ કરી નાંખવા તૈયાર થયા છે.

रति—અરરરરર! આર્યપુત્ર! એ પાપીઓ કેવળ દ્વેષબુદ્ધિથીજ આવું અઘોર કર્મ કરવા તૈયાર થયા છે?! અને તેને માટે તેમણે કાંઇ ઉપાય ધાર્યા છે કે?

काम—હા. તેમાં કાંઈ ગુપ્ત યોજના છે.

रति—હે નાથ! ત્યારે મને તે તમે સ્પષ્ટ રીતે કેમ કેહેતા નથી?

काम—પ્રિયે! સ્ત્રિયો સ્વભાવેજ બીકણ હોય છે, તેથી એ પાપી-ઓનું અતિ ક્રૂર કર્મ હું તારી આગળ કેહેતો નથી.

रति—(ભયભીત થઇને) પ્રાણનાથ! એવું તે કેવું એ ક્રૂર કર્મ છે?

काम—પ્રિયા, તું ભય ન રાખ. એ તો એ નિરાશ થયેલાઓની આશા માત્ર છે. લોકવાણી એવી ચાલે છે કે, અમારા કુળમાં કાળરાત્રિ સરખી विद्या નામે એક મોટી રાક્ષસી પેદા થશે.

रति—(ભય પામી ઘભરાઇને) હાય હાય! આપણા કુળમાં રાક્ષસી પેદા થશે? ઓ પ્રાણનાથ! આ વાત સાંભળી મારૂં હૃદય કંપેછે.

काम—પ્રિયા! તારે બીહવું નહિ. એ તો માત્ર લોકોના ગપાટા છે.

रति—વારૂ, ત્યારે એ રાક્ષસી પેદા થઈ શું કરશે?

काम—એ સંબંધી ભવિષ્યસૂચક એવી વાણી છે કે સર્વ સંગરહિત જે **परमात्मा**, તેની **माया** નામે સ્ત્રી છે, જેનો પરમાત્માને સ્પર્શ સરખો નથી, તોપણ તેણે **मन** નામે પુત્ર ઉત્પન્ન કરીને ત્રિલોકી ઉત્પન્ન કરી અને તેજ મનથકી **विद्या** નામે કન્યા ઉત્પન્ન થશે, કે જે કન્યા પોતાનાં માતપિતા અને ભાઇઓ આદિ આખા કુળનો ભક્ષ કરી પોતે પણ નાશ પામશે.

रति—(મહા ભય પામી કંપે છે) ઓ પ્રાણનાથ! મારૂ રક્ષણ કરો, મારૂ રક્ષણ કરો. (પતિને બાઝી પડે છે.)

काम—(રતિના સ્પર્શના સુખનો અનુભવ કરીને સ્વગત મનમાં)

**मालिनी छंद.**

ધડક ધડક છાતી ઉછળે કેવિ આ છે,
ભયથિ શરિર કેરાં રોમ ઉંચાં થયાં છે;
મણિ જડિત કરે આ કંકણો છે સજેલાં,
મધુર કરણ લાગે, શબ્દ તેના મજેના. ૧
પરમ સુખદ નારી પ્યારિ આનંદ જામ્યો,
ચપળ નયનવાળી તુંજથી મોહ પામ્યો;
ધસમસિ ઝટ આવી, બાથ ભીડી મને તો,
પરમ સુખ પમાડ્યું, પ્યારિ આલિંગને તો. ૨

(રતિને ફરી છાતી સરસી ચાંપીને કેહે છે) અરે પ્રિયા! તું આટલી બધી કાં બીહે છે? અમે જીવતા છતાં એ વિદ્યાની ઉત્પત્તિ થઇજ કેમ શકે?

रति—સ્વામીનાથ, શું ત્યારે એ રાક્ષસીની ઉત્પત્તિ થવામાં વિવેકાદિ તમારા પ્રતિસ્પર્ધિઓ પ્રસન્ન છે?

काम—હા. વિવેકજ પોતાની **उपनिषद्** નામની રાણીના સમાગમથી એ **राक्षसी**ને, **प्रबोधचंद्र** નામના તેના ભાઇસહિત ઉત્પન્ન કરવાનો છે. અને તે બેઉનો ઉદય એકજ વખતે થાય તે સારૂ **शमदमा**દિક અતિશય ઉદ્યોગ કરે છે.

**रति**—સ્વામી, જે વિદ્યાથકી પોતાનોજ નાશ થવાનો, તેની ઉત્પત્તિને એ અનીતિ કરનારાંઓ માન્ય કરી વખાણે છે એ શું?!

**काम**—જેના ધણી પોતાનાજ કુળનો નાશ કરવા પ્રવૃત્ત થયા છે, એવા દુષ્ટોને કરવા ન કરવાનો વિચાર હોયજ ક્યાંથી? એતો અગ્નિમાંથી ઉત્પન્ન થયેલો ધુમાડો જે સ્વભાવેજ મેલો છે, તે જેમ આડે અવળે રસ્તેથી આકાશમાં જઇ મેઘરૂપ થઇને પોતાને જન્મ આપનાર અગ્નિઉપર વૃષ્ટિદ્વારાયે પડી તેનો નાશ કરે છે અને સાથે પોતે પણ નાશ પામે છે; તેમ સ્વભાવેજ મલિન અને અવળે રસ્તે ચાલનારા એવા પુરૂષો પોતાને જન્મ આપનાર માબાપનો નાશ કરીને પોતે પણ નાશ પામે છે.

(નેપથ્યમાં શબ્દ થયો કે) અરે નીચ પાપી! દુષ્ટમતિવાળા! તું અમને પાપીયા કહે છે? અરે પુરાણમાં પણ કહ્યું છે કે, ગમે તો ગુરૂ હોય પણ જો તે ઘણો અભિમાની હોય, કૃત્ય અકૃત્ય જાણતો ન હોય અને અવળે રસ્તે ચાલતો હોય તો બુદ્ધિમાન પુરૂષે તેનો પણ ત્યાગ કરવો યોગ્ય છે. ત્યારે આપણો પિતા જે **मन**, તેણે **अहंकारना** સંગથી જગત્પતિ **परमात्मा** જે પોતાનો પિતા, તેને અનેક પાશે કરીને બાંધી રાખ્યો છે અને **मोहादिक**વડે તે પાશ અતિ દ્દઢ કર્યો છે, એવા દુર્જનોને શિક્ષા કરવી તેમાં શું પાપ છે?

**काम**—(જોઇને) પ્રિયા! જો, જો, અમારા કુળમાં સર્વેથી મોટો વિવેક, પોતાની સ્ત્રીસહિત આ તરફ આવતો જણાય છે. અને એ માંનના ભુખ્યાની કાન્તિ, સ્વેચ્છાચારી રાગ મોહાદિકે તરછોડી નાંખી હરી લીધી છે, તેના ખેદથી શરીરે તમામ લેવાઇ ગયેલો તે, ધણીના દુ:ખે દુર્બળ થઈ ગયેલી અને મલિન જણાતી પોતાની મતિ નામની રાણી સાથે જેમ વાદળામાં ઢંકાયલો ચંદ્ર નિસ્તેજ દેખાય છે તેમ નિસ્તેજ થઈ ગયેલો, અહિંજ આવે છે, માટે હવે આપણે અહીં ઉભાં રહેવું ઠીક નથી.

(જતાં રહે છે.)

## પ્રવેશ ૨ જો.

### મહારાજ વિવેક અને રાણી મતિ.

**વિવેક**—(જરા વિચાર કરીને) પ્રિયે! સાંભળી કે એ મદાન્મત્ત થઈ છકી ગયેલા છોકરાની ગર્વિષ્ઠ વાણી, જે આપણનેજ પાપિષ્ઠ કહે છે.

**મતિ**—આર્યપુત્ર! જગતમાં કોઇ પોતાનો દોષ પોતે જાણે છે શું?

**વિવેક**—પ્રિયા! અહંકારાદિક એ દુષ્ટોએ સચ્ચિદાનંદરૂપ નિર્મોહ જગત્પતિ પરમાત્માને અનેક પાશોથી બાંધી લેઇ ઘણાજ દીન દશામાં આણી મુકયા છે. એવું અધમપણું કરવા છતાં જોને તેઓ પોતાને મોટા પુણ્યાત્મા માને છે! અને અમે જે, તે પરમાત્માને એવા દૃઢ બંધનથી છોડવવાને પ્રવૃત્ત થયા છિએ તેને ઉલટા પાપિષ્ઠ કહે છે. અહો! દુષ્ટો તો જાણે જીતી ચુકયા.

**મતિ**—મહારાજ! એ પરમેશ્વર તો સ્વભાવેજ આનંદમય નિત્ય પ્રકાશ અને જગત્વ્યાપક છે એવું સાંભળવામાં આવ્યું છે. ત્યારે એવાને તે આ પામરોએ બાંધીને મહામોહરૂપી સમુદ્રમાં નાંખી દીધા, એ વાત કેમ બને?

**વિવેક**—હે પ્રિયે! ગમે તેવો ધૈર્યવાન, શાન્તિવાન, ઘણો નીતિમાન સમયોચિત બુદ્ધિમાન, સ્વસ્થ ચિત્તવાળો અને મોટા ઐશ્વર્યવાળો હોય છે, તે પણ જેમ નારીના સંગથી ઠગાઇને પોતામાં રહેલા ધૈર્યાદિક સઘળા સ્વાભાવિક ગુણોને ભુલી જાય છે, તેમ પરમાત્મા પણ માયાના સંગે કરીને પોતાના સ્વરૂપને ભુલી ગયા છે.

**મતિ**—હે આર્યપુત્ર! એ તો આશ્ચર્ય જેવું છે. કારણ કે, હજારો કિર્ણોએ કરીને પ્રકાશિત એવા સૂર્યને, અંધારૂં કાંઇ પ્રકાશ રહિત કરી શકતું નથી; ત્યારે પ્રકાશના સાગર એવા પરમાત્માને માયા કેમ પરાભવ કરી શકે?

**વિવેક**—પ્રિયા, એ માયા છે તે વેશ્યા સરખી છે. કારણ કે તે વેશ્યાની પેઠે ખોટા ખોટા (કર્તૃત્વ ભોગતૃત્વ આદિ) આવભાવને

સાચા સરખા દેખાડીને પરપુરૂષ (પરમાત્મા) ને છેતરે છે, અને એ અનર્થ કરનારી નીચ માયાએ, સ્વયંપ્રકાશ પરમાત્મા જે ચૈતન્યદેવ તે પોતે સ્વભાવે નિર્વિકાર છતાં, તેને કહી ન શકાય તેવો વિકારવાન કરી મુકયો છે. પરંતુ જેમ સ્ફટિક-મણી રાતા પુષ્પના સંબંધે કરીને રાતો દેખવામાં આવે છે, પણ તેથી તેનો સ્વાભાવિક શ્વેત રંગ કાંઇ જતો નથી રેહેતો, તેમજ એ પરમાત્મા માયાના સંગથી વિકારવાન દેખાય છે ખરો, પણ તેથી તેનું સ્વયંપ્રકાશ રૂપ કિન્ચિત પણ ઓછું થતું નથી, એ નિશ્ચય છે. તથાપિ એ માયા પરમાત્માને પોતાના સ્વરૂપથી ભુલાવાને શક્તિમાન થઇ છે.

**मति**—સ્વામી, એ દુષ્ટ માયાને, પરમાત્માને ઠગવાનું શું પ્રયોજન હશે?

**विवेक**—એ માયા કાંઈ પ્રયોજન જોઇનેજ એમ કરેછે એમ નથી. એ તો પિશાચણી સરખી સ્ત્રીઓના સ્વભાવજ એવા હોય છે. જો સાંભળ,—

**मालिनीछंद.**

રિઝવિ ખુબ રમાડે મોહ ઝાઝો પમાડે,  
વળિ કદિ ખિજવાઇ ખેદ એ ઉપજાડે;  
કુવચન કદિ કાઢે, માનિ તર્ણાનિ તોલે,  
વળિ કરિ મદ માતા વ્હાલથી વેણ બોલે. ૧

સ્ત્રીતણિ કુટિલ જાતિ પ્રીતિ ઉત્પન્ન થાયે,  
ત્યમ અતિ દીનતાથી પેટમાં પેશિ જાયે;  
પુરૂષ વશ કરી એ શા ન હાલા હલાવે?  
અનરથ કરનારી તેમ માયા કરાવે. ૨

વળી બીજુ પણ કારણ છે.

**मति**—વળી બીજુ શું કારણ છે?

**विवेक**—એ દુરાચરણી માયાએ વિચાર કર્યો છે કે મારી યુવાવસ્થા વહી ગઇ અને હવે હું વૃદ્ધ થવા આવી. મારો પતિ પુરાણો પુરૂષ (પરમાત્મા) છે, તે તો સ્વભાવેજ વિષયરસ-

રહિત છે, માટે મારા પુત્ર **મન**નેજ પરમાત્માના આસને સ્થાપી દેઉં. મન જે નિરંતર માયાની પાસેજ રેહે છે તેણે પોતાની મા (માયા) નો આ મનસુબો જાણીને તેની સાથે મળી જઇ તેની સાહ્યતાથી નવ દ્વારવાળાં શેહેરો રચીને, એકજ પરમાત્મા છે તેના ઘણા વિભાગ કરીને સર્વ શેહેરોમાં તેને પ્રતિબિંબરૂપે રાખ્યો હોય એવું કરી મુક્યું, અને સ્ફટિકમણીની પાસે રાતાં પુષ્પો પડ્યાં હોય ત્યારે જેમ તે પુષ્પો પોતાનો રંગ સ્ફટિકમાં દેખાડેછે, તમ મને પણ પોતાનું જે કર્ત્તાપણું ભોક્તાપણું અને સુખ દુઃખ, એ બધું આત્મામાં દેખાડ્યું. (એટલે સુખ દુઃખનો કર્ત્તા ભોક્તા પોતે છતાં પરમાત્મા હોય એમ દેખાડ્યું.)

**मति**—(વિચારીને) પ્રાણનાથ ! શું ત્યારે જેવી મા કપટી, તેવોજ પુત્ર પણ નિવડ્યો કે?

**विवेक**—પછી પરમાત્માને પોતાનો પૌત્ર અહંકાર, જે મનનો મોટો પુત્ર થાય તે આવી મળ્યો. (અહંપદ પ્રાપ્ત થયું) એટલે તે તેની આવી સ્થિતિ થઇ કે?

## धीरानापदनो राग.

માયાથી નિદ્રામાં રે, પરમાત્મા પોઢી રહ્યો;
જુવે કાંઇ સ્વપનાં રે, નિજરૂપ ભુલી ગયો.—ટેક.
મન કલ્પનાને અનુસરીને, લાધિયાં સ્વપનાં અપાર,
હું જનમ્યો આ માતપિતા મુજ, મ્હારાં ખેતર ઘરબાર,
આ સ્ત્રી, પુત્ર મ્હારાં રે, એમ તદ્દલીન થયો. માયા. ૧
મ્હારૂં કુળ ને મિત્ર આ મ્હારા, મ્હારૂં કુટંબ પરિવાર,
શત્રુ આ મ્હારો ને સામર્થ્ય મ્હારૂં, મ્હારા ધન ભંડાર;
વિદ્વત્તા તો મ્હારી રે, ઘાટ એ ન જાયે કહ્યો. માયાથી. ૨

**मति**—સ્વામી, જ્યારે પરમાત્મા એવી દીર્ઘ નિદ્રામાં પોઢી રહ્યા છે, ત્યારે પ્રબોધની ઉત્પત્તિ કેમ થશે? (વિવેક લજ્જા પામી નીચુ જુવે છે તે જોઇને) પ્રાણનાથ! કેમ આમ વિચારમાં પડી લજ્જાથી નીચુ જોઇ સ્તબ્ધ થઇ રહ્યા છો?

**विवेक**—હે પ્રિયે! ઘણી ખરી સ્ત્રીઓનાં હૃદય વિશેષે કરીને ખારીલાં હોય છે, એટલા માટે મારો જે વિચાર છે, તે તને કહું તો રખેને વાંકમાં આવી જાઉં, એમ મારા મનમાં શંકા થાય છે.

**मति**—વ્હાલા! એ બીજીજ સ્ત્રીઓ, કે જે, આનંદથી ધર્મ માર્ગે પ્રવૃત્ત થયેલા પોતાના સ્વામીનાં મનવાંચ્છિત ધર્મકાર્યોમાં વિઘ્ન કરે છે. પણ હું તેવી નથી.

**विवेक**—ધન્ય છે પ્રિયા, ત્યારે તો સાંભળ. ઉપનિષદ્ રાણી સાથે મારે ઘણા દાહાડાથી વિયોગ પડ્યોછે, તેની ઈર્ષાથી તે મારાઉપર ઘણીજ રીસે ભરાઇ છે, પણ જો શાન્તિ અને શ્રદ્ધા એ બે દાસીઓ તેને સમજાવી તેનો અને મારો મેળાપ કરાવી દે, અને તું સમગ્ર વિષયોનો ત્યાગ કરી સ્થિર બેસે, તો પછી તે રાણીના સંગથી (જાગૃત, સ્વપ્ન અને શુષુપ્તિનો ત્યાગ થઇને) પ્રબોધનો ઉદય સહજ વારમાં થાય.

**मति**—પ્રાણનાથ! જો એમ કરવાથી, દૃઢ ગાંઠથી બાંધી લીધેલા આપણા કુળના અધિપતિ પ્રભુ પરમાત્મા બંધન મુક્ત થઇ તેમનો છુટકો (મોક્ષ) થતો હોય તો ભલે આપ ઉપનિષદ્ રાણી સાથે નિરંતર સંબંધ રાખો. હું તેમાં પ્રસન્ન છું.

**विवेक**—પ્રિયે, જ્યારે તુંજ એ કાર્યમાં પ્રસન્ન છે, ત્યારે તો હવે મારા મનના મનોરથ સર્વ સિદ્ધ થવાનાજ. જો, મારે જે કર્ત્તવ્ય છે તે સાભળ; કે જે દુષ્ટ પુરૂષોએ જગદ્દાદિ સ્વતંત્ર અવિનાશી એવો જે એક પરમેશ્વર, તેના અનેક વિભાગ કરી અપાર પુરીઓમાં તેનો પ્રવેશ કરાવી તેને જન્મ મરણની સ્થિતિ સુધી આણી મુકયો છે. તે સઘળા એક બ્રહ્મમાં ભેદ પાડનારાઓનો વિદ્યાના યોગથી નાશ કરવો, અને એ પ્રાયશ્ચિત કર્યા પછી એ પ્રસિદ્ધ આત્મા, તેનો સચ્ચિદાનંદ બ્રહ્મસાથે એક ભાવ કરૂં એવી મારી ઇચ્છા છે. માટે ચાલો, હવે આપણે એ કામ પાર પાડવાને शमदमादिकને યોજના કરીયે.　　　　(જાય છે.)

---

# अंक २ जो.

## પાત્રો.

दंभ..................લોભનો પુત્ર અને મહામોહનો સામંત. (ઢોંગ)
अहंकार ............મનનો મોટો પુત્ર. (ગર્વ)
बटु....................દંભનો શિષ્ય.
महामोह ............વિવેકનો પ્રતિપક્ષી.
चार्वाक ............નાસ્તિક મતનો આચાર્ય.
शिष्य..................ચાર્વાકનો વિદ્યાર્થી.
असत्संग............મહામોહનો દ્વારપાળ. (કુસંગ)
जाल्म..................કામનો કાશદ. (અવિચાર)
क्रोध ..................મહામોહનો સામંત. (તામસ)
हिंसा..................ક્રોધની સ્ત્રી. (હત્યા)
लोभ ..................અહંકારનો પુત્ર.
तृष्णा..................લોભની સ્ત્રી.
विभ्रमावती........મિથ્યાદષ્ટિની દૂતી. (ભ્રમિત કરનારી)
मिथ्यादृष्टी ........મહામોહની માનીતી સ્ત્રી. (નાસ્તિકતા)

---

## પ્રવેશ ૧ લો.

**दंभ અને પછી अहंकार તથા दंभनो शिष्य.**

दंभ—રાજાધિરાજ મહામોહે મને આજ્ઞા કરી છે કે "હે દંભ! વિવેકે પોતાના પ્રધાનો સહવર્તમાન પ્રબોધની ઉત્પત્તિ કરવાની પ્રતિજ્ઞા કરીને પોતાના શમદમાદિક સામંતોને (તે કાર્ય માટે) જુદાં જુદાં તીર્થોમાં મોકલ્યા છે, એથી આપણા કુળનો ક્ષય પાસે આવ્યો સમજવો. માટે તમો સર્વેએ મોટી સાવધાનતા રાખી તેમનીજ એ દશા આણી મુકવી તેમાં પણ વળી એવી આજ્ઞા કરી છે કે આ સર્વ ભૂમંડળમાં પરમ મુક્તિનું સ્થાન જે વારાણસીક્ષેત્ર (કાશી) છે, ત્યાં જઇને ચારે આશ્રમના મોક્ષ સાધક માર્ગમાં વિઘ્ન કરવાને માટે અતિશય યત્ન કરો."

એ આજ્ઞાપ્રમાણે ઘણુંખરૂં વારાણસીક્ષેત્ર તો મેં વશ કર્યું છે. મેં તો મારે મહારાજા મહામોહની મને જે આજ્ઞા થઇ છે તેજ પ્રમાણે બરાબર કામ બજાવ્યું છે. જુવો! જેઓને મેં વશ કર્યા છે, તેઓ કામાતુર થઇ ચાંદનીથી ખીલેલી રાત્રીઓમાં વેશ્યાના ઘરમાં જઈ મદિરાથી ગંધાતા તેના મુખચુંબનમાં મગ્ન થઇ જઇ તેની સાથે વિષયભોગાદિકની અનેક ક્રિડાઓ કરી આનંદમાં રાત્રી ગુજારે છે, અને તેજ ઠગારા, દિવસે અમે સર્વજ્ઞ, અમે દિક્ષિત, અમે અગ્નિહોત્રી, અમે બ્રહ્મવેત્તા અને અમે મોટા તપસ્વી છીયે એવાં એવાં ડોળ ઘાલી જગતને ઠગે છે. (સામે જોઇને) પેલો કોઇ પ્રવાસી ગંગા ઉતરીને આ તરફ આવતો જણાય છે. અરે! તે તો જાણે અભિમાને તો બળ્યો બળ્યો થતો હોય! ત્રૈલોક્ય તો જાણે પોતે ગળી ગયો હોય! વાણીની ચતુરાઇમાં તો જાણે સર્વનો તિરસ્કાર કરતો હોય અને જાણે પોતાનેજ શ્રેષ્ઠ બુદ્ધિમાન માની સર્વની મશ્કરી કરતો આવતો હોય એમ દેખાય છે! એ ઉપરથી હું ધારૂં છું કે જરૂર એ દક્ષિણમાંની રાઢાનગરીથી આવતો હશે, માટે તેની પાસેથી મારા આર્યદાદા અહંકારની કુશળતાના સમાચાર મને મળશે. (પ્રથમ વર્ણન કર્યું છે તેવા વેષે અહંકાર પ્રવેશ કરે છે.)

**अहंकार**—ઓહોહોહો! જગત્માં ઘણુંકરી સર્વ લોક મૂર્ખજ જણાય છે. કોઇએ પ્રભાકરનું મત તો સાંભળ્યુંજ નથી, તેમજ ભટ્ટ પાદનું કર્મકાન્ડશાસ્ત્ર જાણતા નથી, અને શાલીક મતનાં તત્વ પણ નથી જાણ્યાં ત્યારે ન્યાયશાસ્ત્રની વ્યાખ્યા કરનાર જે બૃહસ્પતિ તેના મતની વાત તો જાણેજ ક્યાંથી? શેષનું કરેલું વ્યાકરણ શાસ્ત્રનું ભાષ્ય તેપણ નથી જાણ્યું, તેમજ શૈવશાસ્ત્રની પણ ખબર નથી અને ઉપનિષદે પ્રતિપાદન કરેલું જે બ્રહ્મરૂપ, તેનો વિચાર તો અત્યંત સુક્ષ્મ છે તેથી તે તો સહજ સમજાય

એમ છેજ નહીં. તેમ છતાં પશુ સરખા આ બધા જાણે પોતે વિદ્વાનજ હોય એવું ડોળ ઘાલી કેમ સ્વસ્થ બેશી રેહેતા હશે?

**(राग ओखाहरणनो.)**

(મુખપાઠે વેદ ભણનારાઓને જોઇને.)

ખરેખાત આ વેદિયાં ઢોર, બેઠાં દીસે છે હારાદોર;
કરે પોપટીયાં[1] જોને પાઠ, વેદ નાશ કર્યાનો આ ઠાઠ.

(જરા આગળ ચાલી સન્યાસીઓને જોઇને.)

બની બેઠા આ સન્યાસી બાવા, મુંડ મુડાવી માગી ખાવા;
પોતે પંડિતનો ગર્વ ધરે છે, વેદશાસ્ત્રનો નાશ કરે છે.
(હસીને) જે પ્રત્યક્ષ પ્રમાણે છે સિદ્ધ, તેથી દરસાવે વાત વિરૂદ્ધ;
એવાં વેદાંત' શાસ્ત્ર જો માનો, તો તો બૌદ્ધનો અપરાધ શાનો?
એથી વાણી વધે એની સાથે, મહાપાપ પડે છે માથે;

(વળી આગળ ચાલીને શિવ પાશુપતાદિકોને જોઇને.)

(અરે) આતો શૈવ પાશુપતાદિઓ, કણાદશાસ્ત્રના અભ્યાસીઓ.
એવા પાખંડીને પશુ જેવા, તેને નજરે ન પડવા દેવા;
એવા સાથે જો વાતજ કરીયે, નિશ્ચે નર્કાધિકારી ઠરીયે.

(આગળ ચાલીને.)

અરે વાહ! આ ગંગા કીનારે, કેવા બેઠા છે હારોહારે;
જાણે ઋષિતણાં એ વૃંદ, બેઠાં નાંખીને દર્ભાસન.
કરમાંહી તો દર્ભ ધરચા છે, સુંદર કંડીયા પાસે પડ્યા છે;
તેમાં.વસ્ત્ર મુકયાં ઘડી વાળી, માળા ગાંઠેલી કરમાં ઝાલી.
એકેક મણકાપર ફરે કેવી, ચપળ આંગળી જોવા જેવી;
એવા દાંભીક સર્વ ધુતારા! ધનવાનનું ધન હરનારા.

(વળી આગળ જતાં ત્રિદંડીઓને દેખીને.)

આ તો ત્રીદંડીને મિસે, પેટ ભરનારા પક્કા દિસે;
દ્વૈત અદ્વૈતમાં એ ન રહ્યા, અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ થયા.

---

૧ અર્થ સમજ્યાવગરનાં માત્ર મોઢે કરેલાં વાક્યો બોલી જવાં તે.

(છેક આગળ ચાલતાં છેટેથી દંભના ઘરનો ડીમાક જોઇને.)

(અરે) આ તે કોણ તણું હશે ઘર? દીસે ગંગા કીનારાપર;
ઉભા વાંસતો આંગણે દીસે, ખોદી ઘાલેલ ઉંચા અતિશે.
તેપર વસ્ત્ર ફરકે અનેક, ધોઇ સુકવ્યાં ઝીણાં શ્વેત;
ફળીઅર મૃગનાં ચર્મ પડ્યાં છે, સુંદર આસન તેનાં કર્યાં છે.
વળી દ્દષદ[1] ને ऊपल,[2] चमष,[3] चषाल,[4] ऊलुखल;[5]
मुशळ[6] આદિ પડેલાં દેખાય, આ તે ઠાઠ કેવો કેહેવાય?
જોને અગ્નિમાં ઘી હોમાય, વારંવાર આહુતી અપાય;
નિકળે સુંગધયુક્ત ધુમાડો, તેથી આકાશ દિસે છે કાળો.

જરૂર એ કોઇ મોટા ગૃહસ્થનું ઘર હોય એમ જણાય છે, ભલે, આપણે બે ત્રણ દિવસ રેહેવાને માટે એ પવિત્ર સ્થાન ઠીક છે. (દંભના ઘરમાં પ્રવેશ કરતાં દંભનો વેષ જોઇને) ઓહો! આંમણે તો કપાળ, હાથ, ઉદર, છાતી, કંઠ, હોઠ, વાંસો, દાઢી, ગાલ અને ગુઠણ એ સઘળુ ગોપિચંદનનાં તિલક છાપાંથીજ ભરી મુકયું છે! અને વળી કાને, કેઢે ને હાથે દર્ભ ધારણ કર્યાં છે. આતો સાક્ષાત્ મુર્તિમાન દંભજ બેઠો હોય એમ દેખાય છે. હશે, એની પાસે તો જાઉં. (પાસે જઇ પ્રકાશપણે) તમારૂં કલ્યાણ થાઓ. (દંભ—"હું" એમ કરી તેને રોકે છે. તેવામાં બટુક ધાભરો ધાભરો આવીને.)

**वटुक**—(અહંકારને) અરે! આઘો ઉભો રેહે. પગ ધોઇને પછી ઘરમાં આવ.

**अहंकार**—ભોગમળ્યા! આતે કોઈ મ્લેચ્છદેશમાં આવી ચઢયો કે શું? કે જ્યાં ગૃહસ્થો શ્રોત્રીય અતિથીને પણ આસન પાદ્યાથી પુજતા નથી. (દંભ હાથની ઇસારતથી તેને ધારો પાડે છે.)

**वटुक**—આ અમારા ગુરૂ આજ્ઞા કરે છે કે તમે ઘણા દૂરના પ્રદેશથી આવ્યા છો તેથી તમારા કુળશિલની અમને ખબર નથી.

૧ નીસા. ૨ નાંસલો. ૩ યજ્ઞપાત્ર. ૪ યજ્ઞપાત્ર. ૫ લાકડાની ખાંડણી. ૬ સાંબેલુ.

**अहंकार**—અરે ! શું તમારે અમારા કુળશિલાદિકની પરીક્ષાજ કરવી છે? ઠીક ત્યારે સાંભળો. અતિ ઉત્તમ એવા ગૌડદેશમધ્યે રાઢા નામે મોટું નગર છે, તેમાં ભુરિશ્રેષ્ઠિક વ્યાપારીના મહાલયમાં મારો નામાંકિત પિતા રેહે છે, તેના મહાકુળવાન અને જગત્પ્રસિદ્ધ પુત્રો કોનાથી અજાણ્યા છે? તેમાં પણ બુદ્ધિયે, સ્વભાવે, વિવેકે, ધીરજે, પંડિતાઇયે, વિનયે અને આચારે કરીને, હું સર્વથી ઉત્તમ છું.

(દંભ તે સાંભળી પોતાના શિષ્ય સામુ જુવે છે, એટલે)

**बटुक**—(ત્રાંબાનું જળપાત્ર ભરી લાવીને અહંકારને) મહારાજ! તમારા પગ ધુઓ.

**अहंकार**—(મનમાં) હશે એટલા સારૂ કોણ વિરોધ કરે?

(પગ ધોઇ દંભ પાસે જાય છે.)

**दंभ**—(દાંત પીસીને) અરે ! છેટો રહે, છેટો રહે, પવનથી તારા પરસેવાના છાંટા ઉડીને મારાઉપર પડશે.

**अहंकार**—ઓહોહોહો! આ બ્રાહ્મણપણું તો નવાઇ જેવું!

**बटुक**—મહારાજ! એમજ છે. મોટા મોટા મહેન્દ્રો પણ પોતાના મણિજડિત મુકુટોના કિરણોથી અમારા ગુરૂજીના ચરણકમળની માત્ર છેટેથી આરતી ઉતારવા પામે છે, પણ ચરણ સ્પર્શ સરખો કરવા પામતા નથી.

**अहंकार**—(મનમાં) અરે ! આ દેશ તો કેવળ દંભમયજ ભાસે છે. ભલે, ચાલ, આસન પડ્યું છે તે ઉપર બેસું. (બેસવા જાયછે,)

**बटुक**—અરે, હાં! હાં! હાં! આતો અમારા ગુરૂજી મહારાજને બેસવાનું આસન છે તે ઉપર બીજાથી બેસાય નહીં.

**अहंकार**—અરે દુષ્ટ! પાપી! દક્ષિણદેશની રાઢાનગરીમાં રેહેનારા અને ઉત્તમ આચારવાળા અમારા સરખાથી પણ એ આસન ઉપર ન બેસાય? અરે મૂર્ખ સાંભળ. જે સારા કુલિન શ્રોત્રીય બ્રાહ્મણની કન્યા હું પરણ્યો છું, તે જેવી ઉત્તમ કુલની છે તેવી મારી જનેતા માતા પણ ઉત્તમ કુલની નથી, અને તે ન્યાયે

કરીને હું મારા પિતા કરતાં પણ શ્રેષ્ઠ છું. વળી મારો અધિક આચાર સાંભળ, કે, મારો સાળો, તેનો એક મિત્ર, તેનો માંમો, તેની છોકરી, તેને માથે ખોટી આળ આવી. એ બનાવથી મને પણ પરંપરા દુષણ પ્રાપ્ત થાય એટલા માટે મારી સ્ત્રી, જે મને અત્યંત પ્રિય હતી, તેનો પણ મેં ત્યાગ કર્યો.

दंभ—મહારાજ, કદાપિ એમ હશે, તોપણ તમે હજુ અમારી વાતથી અજાણ્યા છો. તે સાંભળો.

(शार्दूलविक्रीडितम्.)

પૂર્વે એક સમે અલ્યા પરવરચો બ્રહ્માતણે ઘેર હું,
મૂને દેખીં ઋષિનું મંડળ સહૂ ઉભું ઉઠીને થયું;
બ્રહ્માયે સનમૂખ આવીં નિજના ભાવેથી ખોળાપરે,
બેસાડ્યો બહુ શુદ્ધ ગોમય લિપી આપી પ્રતિજ્ઞા અરે!

अहंकार—(મનમાં) આ દાંભિક બ્રાહ્મણ કાંતો પોતાની બડાઇની ઘણી ગપ્પો મારે છે. (વિચારીને) અથવા તો પોતે મૂર્ત્તિમાન દંભ હશે. (ક્રોધ કરીને પ્રકાશથી) અરે! તું આવડું અભિમાન શાંનુ કરે છે? અલ્યા! જેણે ગૌતમની સ્ત્રી અહલ્યાસાથે જારકર્મ કર્યું, એવો ઇંદ્ર તે શી ગણતિમાં? વળી તને ખોળામાં બેસાડનાર બ્રહ્મા, કે જેણે પોતાની પુત્રીઉપર વિષય ભાવના કરી તે તે કયા દહાડાનો મોટો? અને તને માન આપવાને ઉભા થનાર મુનિઓની ઉત્પત્તિ તો સાંભળ. જો, મચ્છીમારની કન્યાને પેટે વ્યાસ થયો, કુંભમાંથી અગસ્ત્ય ઉત્પન્ન થયો, અને હરણિને પેટે શૃંગી થયો. હવે વિચારી જો એમની મોટાઈ!

दंभ—(આ બોલતું સાંભળી અહંકારને ઓળખી ઘણો પ્રસન્ન થઇ મનમાં) ઓહો ! આ તો આપોઆપ અહંકાર દાદાજીજ છે ! (પ્રકાશથી) અહો આર્યપિતામહ! હું લોભનો પુત્ર દંભ આપને નમસ્કાર કરૂં છું.

अहंकार—ચિરંજીવ રેહે દીકરા, મેં તને છેક દ્વાપારયુગના અંતમાં તું બાળક હતો ત્યારે જોયો હતો, તને ઘણાં વર્ષ થઇ ગયાં અને

વળી મારૂં ઘરડપણ, તેને લીધે મેં તને બરાબર ઓળખ્યો નહીં ભાઇ. વારૂ તારો પુત્ર **असत्य** કુશળ છે?

**दंभ**—હાજી, તે મહારાજા મહામોહની આજ્ઞાથી મારી સાથેજ છે એનાવિના તો મારાથી ઘડીવાર પણ જીવાય નહીં.

**अहंकार**—વારૂ તારાં માતાપિતા **तृष्णा** અને **लोभ** કુશળ છે?

**दंभ**—હાજી, તેઓપણ મહારાજા મહામોહની આજ્ઞાથી અહીંજછે તેમનાવગર પણ મારાથી ક્ષણવાર રેહેવાય નહીં. વારૂ આપે શા કારણને માટે આ તરફ આવવાની કૃપા કરી.

**अहंकार**—પુત્ર, મારા સાંભળવામાં એવા માઠા સમાચાર આવ્યા છે કે, **विवेक**, મહારાજા **महामोह**નો નાશ કરનાર છે. એટલા માટે એ વાતની ખરી ખબર કાઢવા આવ્યો છું.

**दंभ**—ત્યારે તો આપ ભલે પધાર્યા. કેમકે મહારાજા મહામોહ ઈન્દ્રલોકથી અહીં પધારવાના છે, એમ સંભળાય છે. લોકોમાં પણ એવી અફવા ચાલી છે કે, મહારાજાએ વારાણસી નગરીને રાજધાની કરવી ઠરાવી છે.

**अहंकार**—સર્વથા વારાણસીનેજ રાજધાની ઠરાવી રેહેવાનું કારણ શું હશે વારૂં?

**दंभ**—વિવેકનો ઉપરોધ કરવો એજ કારણ. કેમકે, આ વારાણસી એ શિવપુરી અને અવિનાશીપુરી છે, તેમજ **विद्या** અને **प्रबोध**નો ઉદય થવાનું સ્થાન પણ આજ છે. તેથી વિવેક સર્વથા અહીં રહીને એ સાધનવડે આપણા આખા કુળનો નાશ કરવા ઇચ્છે છે.

**अहंकार**—(ત્રાસ પામીને) એમ છે ત્યારે તો મહારાજા મહામોહથી વિવેકનો નાશ થવો પરમ કઠિણ છે. કારણ કે, પરમાત્માના જ્ઞાનરહિત અને સંસારના ભયથી ભડકનારા એવા જનોને, અંતકાળને સમયે આ વારાણસીમાં સાક્ષાત્ ત્રિપુરારી શંકર, 'તારકમંત્રનો' ઉપદેશ કરે છે.

**दंभ**—એ ખરી વાત છે, પણ કામ ક્રોધદિકે વ્યાપ્ત થયેલાઓને એવું જ્ઞાન સંભવતું નથી. કેમકે તિર્થવાસીઓ પણ કેહે છે કે,—

गीति.

કર, પદ, મન, વશ જેનાં, જે કો' તિર્થ તણો મહિમા જાણે;
તપસ્વિ, દાને યશસ્વિ, હોયે તે જન તિર્થ ફળ માણે.

(નેપથ્યમાં)

( અહોરે શિવજી અહોરે શિવજી, બળો તમારી ટેવ.—એ રાગ. )

અહોરે લોકો સાંભળો સૌ, ધન્ય ઘડી દીન આજ;
હમણાં આપ પધારશે અહીં, મહામોહ મહારાજ.
માટે સ્ફાટિક તણા જે રસ્તા, શોભિત સુંદર ચોકો;
તેપર ચંદન, ગુલાબ જળનાં, ખૂબ છાંટણાં છાંટો.
ઘર ઘર મણીમય રત્નજડીત બહુ, તોરણ બાંધો બારે;[1]
છોડો ફુવારા સૌ બહુ સારા, શોભિત સુંદર ધારે.
મેહેલો ઉપર વિવિધ રંગના, વાવટા ધજાઓ;
ઇંદ્રધનુષ્યના સરખા શોભિત, ઝટપટ જઈ ઉડાવો.

**दंभ**—(અહંકારને) અહો આર્યપિતામહ! આપણા મહારાજાની સ્વારી સમિપ આવી ચુકી, માટે ઝટપટ ચાલો. આપણે તેમના સામા જઇ સત્કાર કરીયે.

**अहंकार**—બહુ સારૂં, ચાલો. (બેઉ જણ જાય છે.)

---

## પ્રવેશ ૨ જો.

**महामोह, चार्वाक, चार्वाकनो शिष्य, असत्संग अने जाल्म.**

(મહામોહ પોતાના પરિવાર સુદ્ધાં પ્રવેશ કરે છે.)

**महामोह**—(હસીને) આહા! આ જડબુદ્ધિના માણસો નિરંકુશ થઇ એમ બકે છે કે, આત્મા દેહુથી જુદો છે, અને વળી તે સ્વર્ગમાં ગયા પછી અહીંના કર્માનુસારે ત્યાં ફળ ભોગવે છે. આ આશા તો, આકાશવૃક્ષના પુષ્પમાંથી મધુર ફળ મળ-

---

૧ બારણે.

વાની આશા રાખીયે તેનાજ જેવી, અસંભવિત છે. આજ પ્રમાણે એ આસ્તિકો પોતાની નાનાપ્રકારની કપોલ કલ્પિત વાતોનો પ્રસાર કરી, તેને આધારે જગતને ઠગે છે. એ આસ્તિકો એવા તો વાચાળ અને હા હો કરવામાં જબરા છે કે, શરીરથી आत्मा જુદો છેજ નહીં, તેમ છતાં તે શરીરથી જુદો છે એમ મિથ્યા બકબકાટ કરીને ઉલટા તેઓ સત્ય વાત કેહેનાર નાસ્તિકોની નિંદા કરે છે. અરે તમે તપાસો કે, આ શરીરને કાપતાં તેમાંથી આત્માને જુદો પડીને (રૂપાંતર થઇને) નીકળતાં કોઇ વખતે કોઇયે પણ દીઠો છે શું? અરેરે! એ આસ્તિકો જગત્‌ને ઠગે છે એટલુંજ નહીં, પરંતુ પોતે પણ ભેગા ઠગાય છે. જુવો, મનુષ્યમાત્રના મુખઆદિ સઘળા અવયવો એકજ આકારના છે, તેમ છતાં તેમાં વળી બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, શુદ્ર, એવા વર્ણભેદ શા વાસ્તે જોઇયે? વળી આ તો પારકી સ્ત્રી અને આ પોતાની સ્ત્રી, આ પારકું ધન અને આ પોતાનું ધન, એવા ભેદ અમે માનતા નથી. કારણ કે, અહિંસા કરવી કે ન કરવી? પરસ્ત્રી ગમન કરવું કે ન કરવું? અને પારકું ધન લેવું કે ન લેવું? એવા કરવા ન કરવાંના વિચાર તો પરાક્રમ હીન મનુષ્યોજ કરે છે. (થોડીકવાર વિચાર કરીને) આહા! નાસ્તિકશાસ્ત્ર જે છે, તેજ સર્વથા સાચામાં સાચુ શાસ્ત્ર છે, કે જેમાં, માત્ર પ્રત્યક્ષ પ્રમાણજ ખરૂ મનાય છે. पृथ्वी, जळ, तेज અને वायु એ ચાર તત્વ છે. अर्थ અને काम એ બે પુરૂષાર્થ છે. પૃથ્વીઆદિ જે ચાર તત્વો, તેજ શરીરરૂપ થઈ તેમાં ચૈતન્ય ઉત્પન્ન કરે છે. સ્વર્ગાદિ પરલોક છેજ નહીં. મૃત્યુ એજ મોક્ષ છે. આવાં આવાં અમારા મતને અનુસરતાં અનુભવસિદ્ધ શાસ્ત્રો બૃહસ્પતિયે રચીને ચાર્વાકને આપેલાં છે, અને ચાર્વાકે શિષ્ય પરંપરાની દ્વારાયે લોકોમાં તે શાસ્ત્રો પ્રસિદ્ધ કર્યાં છે. (એટલામાં ચાર્વાક પોતાના શિષ્ય સાથે પોતાના શાસ્ત્રનું સંભાષણ કરતો આવે છે.)

**ચાર્વાક**—(આવીને) હે વત્સ! રાજ્યનીતિ એજ વિદ્યા છે. વાર્તા, (રાજસેવાના પ્રકારની હકિકત) પણ તેનીમાંહીજ આવી જાય છે. સર્વ વેદ, એતો માત્ર ધુતારાઓના મિથ્યા બકબકાટ છે. કેમકે તેમાં તો લોકોને ઠગવાને માટે સઘળી કપોલ કલ્પિત વાતો અડાવી દીધી છે. જો યજ્ઞમધ્યે ઋત્વિજના હાથેથી પુરોડાષાદિ દ્રવ્યને હોમીને બાળી મુકવાથી યજમાનને સ્વર્ગની પ્રાપ્તી થતી હોય, તોતો દાવાગ્નિથી અનેક વૃક્ષ બળી જાય છે તેને પણ મોટું ફળ થવું જોઇએ. તેમજ જો યજ્ઞમાં પશુને હણવાથી તે પશુને સ્વર્ગની પ્રાપ્તી થતી હોય, તો યજમાન પોતાના બાપનેજ યજ્ઞમાં કાં નથી મારતો? વળી સાંભળ, કે શ્રાદ્ધ કરવાથી મરી ગયેલા મનુષ્યોને જો તૃપ્તિ થતી હોય, તો તો દીવો હોલવાઇ ગયા પછી પણ જો તેલ પુરીએ તો તે પ્રજ્વલિત થવો જોઇએ, અથવા શ્રાદ્ધમાં બ્રાહ્મણોને મિષ્ટાન જમાડી તૃપ્ત કરવાથી પિતરોને તૃપ્તિ થતી હોય, તો પ્રદેશ ગયેલા મનુષ્ય નિમિત્તે ઘરમાં શ્રાદ્ધ કરવાથી તેને પણ તે જ્યાં છે ત્યાં તૃપ્તિ થવી જોઇએ.

**શિષ્ય**—ગુરૂજી મહારાજ! જ્યારે સંસારમાં રહી, ખાવુંપિવું અને સ્ત્રીસંગાદિક નાનાપ્રકારના વિલાસ કરવા એજ પુરૂષાર્થ છે, ત્યારે તિર્થવાસીઓ સંસારનાં એવાં પરમ સુખનો ત્યાગ કરીને મહાકષ્ટસાધ્ય એવાં શાન્તપન અને ચાંદ્રાયણાદિ અનેક વ્રતો કરીને કાં વ્યર્થ દુઃખ ભોગવે છે?

**ચાર્વાક**—હે પુત્ર! એ અજ્ઞાની લોકો ધુતારાઓનાં રચેલાં (વેદ) શાસ્ત્રોઉપર વિશ્વાસ રાખીને અહીં અમુક કર્યાથી પરલોકમાં અમુક ફળ મળશે એ પ્રકારે આશારૂપી લાડુથી તૃપ્તિ માની બેઠા છે. પણ વિચારી જોને કે, કમળનયની તરૂણીને કીધેલા કુચાન્દડિત આલિંગનનું જે સુખ, તે ક્યાં? અને ભિક્ષા, ઉપવાસ અને અનેક પ્રકારનાં વૃથા તપનિયમ રાખી સૂર્યના તાપમાં દેહદમન કરવાથી થતું દુઃખ, એ ક્યાં?

**शिष्य**—આચાર્ય! તે લોકો તો એમ બકે છે કે, આ સંસાર, સુખ દુઃખ મિશ્રિત છે માટે તેનો ત્યાગ કરવો.

**चार्वाक**—(હસીને) અરે! એતો એ પશુ સરખાઓની દુર્બુધ્ધિના તરંગો છે. સંસારમાં કીંચિત દુઃખછે એટલા માટે વિષયભોગાદિકથી થનારાં જે અતિશય સુખ તે સર્વ છોડી દેવાં એવું બોલનારા લોકો કેવળ મૂર્ખ છે. વિચારી જોકે, જેમાંથી સુંદર ચોખા નીકળે છે એવી ડાંગરને છોતરાંવાળી દેખીને કોઇ ફેંકી દે છે શું?

**महामोह**—(આ સંભાષણ સાંભળી પોતાના મનમાં) આહા! આનંદ ઉપજાવે એવું પ્રમાણયુકત ભાષણ આજ ઘણે દિવસે કાને પડ્યું. સાંમુ જોઇ ચાર્વાકને ઓળખીને) ઓઃ હો! આતો મારો પરમમિત્ર ચાર્વાક!

**चार्वाक**—(મહામોહ પાસે જઇને) મહારાજાધિરાજ, આપનો જયજયકાર થાઓ. હું આપનો મિત્ર ચાર્વાક આપને નમસ્કાર કરૂં છું.

**महामोह**—ચાર્વાક! તું ભલે આવ્યો. આવ બેસ અહીં.

**चार्वाक**—મહારાજ, કળીએ આપને સાષ્ટાંગ પ્રણામ કહ્યા છે.

**महामोह**—વારૂં, કળી સર્વ વાતે કુશળ છે.

**चार्वाक**—આપના પ્રતાપથી સર્વત્ર કુશળ છે અને તે આપણાં સર્વ કાર્ય સિદ્ધ કરી રહ્યો છે; માટે હવે આપનાં ચરણાર્વિંદ પાસે આવવા ઇચ્છા રાખેછે. મહારાજ! ધન્ય છે એવા પુરૂષને, કે જે પોતાના સ્વામીની આજ્ઞાપ્રમાણે શત્રુનો પરાજય કરીને મોટા આનંદથી પાછો સ્વામીના ચરણાર્વિંદમાં આવી નમસ્કાર કરવાની ઇચ્છા રાખે છે.

**महामोह**—વારૂં કળીએ કિયાં કિયાં કાર્ય સિદ્ધ કર્યાં?

**चार्वाक**—સાંભળો મહારાજ.

**(राग ओखाहरणनो.)**

વેદ ધર્મ પરાયણ એવા, બ્રાહ્મણાદિ મહાજન જેવા;
તેને પણ વેદ માર્ગ મુકાવી, સ્વેચ્છાચારી દીધા છે બનાવી.
પરસ્રીસંગ મદ્યપાનાદિ, કર્મમાં એ મચ્યા બ્રહ્મવાદી;

પરાક્રમ એ કળિનું કે મારૂં, નથી સ્વામી હું મનથી ધારૂં.
સર્વ સ્વામી તણેજ પ્રતાપે, બન્યું જાય છે આપોઆપે;
ઉત્તર પશ્ચિમની જે પ્રજા છે, તેણે વેદ સમુળા તજ્યા છે.
તેઓમાં શમદમાદિકોનો, હવે સંભવ જાણવો શાનો;
વેદ વિદ્યા બીજે જે રહી છે, પેટ ભરવાને માત્ર ગ્રહી છે.
ગયા આચાર્ય પણ એવું કહી, અગ્નિહોત્રને વેદ ત્રયી;
ત્રિદંડિત્વને ભસ્મ ધારણ, છે એ પેટ ભર્યાને કારણ.
પુરૂષાર્થ રહિત પુરૂષોને, વચન સત્ય એ માની લ્યોને;

માટે કુરૂક્ષેત્ર, માયાપૂરી અને બદ્રિકાશ્રમ આદિ સ્થળોમાં વિદ્યા-પ્રબોધનો ઉદય થવાના સંભવની મહારાજાએ શંકા સરખી પણ ન રાખવી.

**महामोह**—વાહ! વાહ! ધન્ય છે. કળીયે તો મોટા તિર્થને જીતી લીધું. (વ્યર્થ કરી નાંખ્યું.)

**चार्वाक**—મહારાજ, આપની પાસે મારી બીજી પણ એક વિનંતીછે.

**महामोह**—કહો, શું છે?

**चार्वाक**—વિષ્ણુભક્તિ નામે મહાપ્રતાપવાન્ એક યોગીની છે. તેનો સંચાર જો કે કળીયે ઘણેખરે ઠેકાણેથી તો બંધ કરી દીધો છે, તોપણ હજુ જેજે પુરૂષો તેનો આશ્રય પકડી રેહેલા છે તેમના સામી તો દૃષ્ટિ સરખી કરવાને પણ અમે સમર્થ નથી, માટે એવિષે આપે સાવધાનતા રાખવી.

**महामोह**—(ભય પામીને મનમાં) અરે! એ મહાસમર્થ યોગીની તો સ્વાભાવિકજ અમારો દ્વેષ કરવામાં પ્રસિદ્ધ છે તેનો નાશ અમારાથી કેમ થઈ શકશે? (પ્રસિદ્ધપણે) હાં: એ યોગીની થીત શું બીહો છો? કામ, ક્રોધાદિ સરખા શત્રુઓ એને માથે ગાજી રહ્યા છતાં એ બીચારીનો ઉદયજ ક્યાંથી થવાનો?

**चार्वाक**—એ ખરૂં, પણ મહારાજ! સદૈવ જયની ઇચ્છા રાખનાર બુદ્ધિમાન્ પુરૂષે પોતાના નિર્બળમાં નિર્બળ શત્રુની પણ ઉપેક્ષા ન કરતાં તેનાથી સાવધાન રેહેવું જોઇએ, કેમકે, એવિષે મહા-

જનોની શિખામણ છે કે, "નાનો સરખો પણ કાંટાનો અંકુર વાગવાની ઉપેક્ષા કરી હોય તો, તે જેમ પરિણામે મહાપિડાકારક થઇ પડે છે, તેમજ નાના સરખા પણ શત્રુની ઉપેક્ષા કરવાથી પરિણામે તે ભયંકર થઇ રાજાનાં મર્મસ્થાનને ભેદેછે." માટે એ જોગટીનો તો આપે નાશજ કરવો યોગ્ય છે.

**महामोह**—(પડદા સામુ જોઇને) અરે કોણ છે અહીં? (અસત્સંગ દોડી આવે છે.)

**असत्संग**—જી મહારાજ! શી આજ્ઞા છે?

**महामोह**—અરે અસત્સંગ! કામ, ક્રોધ, લોભ, મદ, માન અને માત્સર્યાદિને આ મારી આજ્ઞા વિદિત કરી આવ કે, તમો સર્વે મોટી સાવધાનતા રાખી વિષ્ણુભક્તિનો સમૂળો નાશ કરી નાંખો.

**असत्संग**—બહુ સારૂ મહારાજ, આજ્ઞાપ્રમાણે કરૂં છું. (જાય છે.) (એટલામાં મદ અને માન તરફથી પત્ર લઈ આવેલો જાલ્મ* નામનો ખેપીઓ આવી પોહોંચ્યો.)

**जाल्म**—(પ્રવેશ કરતાં દેખાવ જોઇ મનમાં) આ કાશી—પેલું રાજ-મંદિર, ત્યાં હું જાઉં (આગળ ચાલીને) અરે! આ તો મહારાજા મહામોહ પોતેજ ચાર્વાકની સાથે કાંઇ વિચાર કરે છે. ચાલ, પાસે તો જઉં. (પાસે જઇને) જયજય મહારાજ, જયજય મહારાજ. આ પત્ર લ્યો.

**महामोह**—તું ક્યાંથી આવ્યો?

**जाल्म**—મહારાજ, ઉત્કળદેશ (ઓડીસા) મધ્યે સમુદ્રકિનારે પુરૂ-ષોત્તમ નામે ધામ છે, ત્યાંથી મને **मद** અને **माने** આ પત્ર લઇ આપની હજુરમાં મોકલ્યો છે.

**महामोह**—(મનમાં) કાંઇપણ મોટું જરૂરનું કામ હોય એમ લાગેછે. (ચાર્વાકને કહે છે.) ચાર્વક ! હવે તું જા અને આપણાં કાર્ય પાર પાડવામાં સારીપેઠે સાવધાનતા રાખજે.

**चार्वाक**—જેવી મહારાજની આજ્ઞા. (જાય છે.)

---

* અવિચાર.

(મહામોહ પત્ર વાંચે છે.)

સ્વસ્તિશ્રી વારાણસી મહાશુભસ્થાને શ્રીમન્મહારાજાધિરાજ પ્રભુ મહામોહ મહારાજના ચરણારવિંદમાં શ્રીપુરૂષોત્તમ ધામથી લિ. આજ્ઞાંકિત સેવક **मद** તથા **मान**ના સાષ્ટાંગ નમસ્કાર અંગિકાર કરશો સ્વામીના પ્રતાપે કરીને અત્રે સર્વ કુશળ છીએ. વિશેષ વિનંતી કે દેવી **शान्ति** અને તેની મા **श्रद्धा** એ બેઉ, **विवेक**ની દાસીઓ બની ગઇ છે અને વિવેકની સાથે **उपनिषद्** રાણીને સમાગમ કરાવવા સારૂ તે બંને માદિકરી રાત્રદિવસ તેને બોધ કર્યાં કરે છે. વળી **कामनो** મિત્ર જે **धर्म*** તેને, **वैराग्यादिक** જે આપણા શત્રુઓ તેમણે પોતાના પક્ષમાં ખેંચવા મંડ્યો હોય એમ જણાય છે. કેમકે તે, કામથી જુદો પડી† તે મંડળીસાથે છાંનોમાનો કોઇ કોઈ ઠેકાણે ફરતો ફરે છે. માટે એવિષે આપને જે કાંઇ કર્ત્તવ્ય હોય તે કરશો. એજ વિનંતી.

**महामोह**—(ક્રોધે ભરાઇને) શું એ મૂર્ખો શાન્તિથી પણ બીહે છે! અરે કામાદિક સરખા તેનો પરાભવ કરવાને સમર્થ થઇ ઉભા છે ત્યાંસુધી એનો દહાડો વળવાનો સંભવજ ક્યાં છે!

(राग ओखाहरणनो.)

બ્રહ્મા મંડ્યા રેછે દીન રાતે, સૃષ્ટી ઉત્પન્ન કરવાને માટે;
દક્ષયજ્ઞનો કરનાર ભંગ, એવા શિવજી બની અડબંગ‡.
કરી ઉમાને આલિંગન, નીરંતર રહે છે નિમગ્ન,
વિષ્ણુ સરખા જે દૈત્યના અરી, લક્ષ્મીને આલિંગન કરી.
સાગર માંહી શયન કરે છે, શાન્તી ભાગતી ત્યાંથી ફરે છે;
એવા આગળ એનુ નહીં ચાલે, ત્યારે ઠાલી બીજે ધુળ ઘાલે.

(જાલ્મને) જાલ્મ, તું સત્વર કામની પાસે જા અને મારી તરફની આજ્ઞા વિદિત કર કે, તે દુષ્ટ **धर्म**, આપણાથી પ્રતિકુળ ચાલે છે, એ વાત અમારા જાણવામાં આવી છે. માટે હવેથી તેનો ક્ષણમાત્ર પણ વિશ્વાસ ન કરતાં તેને પકડી બાંધીને કેદ કરી મુકવો.

* સકામ ધર્મ હતો તે. † નિષ્કામ થઇને. ‡ ભાંગ ચઢાવીને કેફી થવું.

**जाल्म**—જેવી મહારાજાની આજ્ઞા. (જાય છે.)

**महामोह**—(મનમાં) હવે શાન્તિનો નાશ કરવાને શો ઉપાય કરવો? ઠીક, બીજા ઉપાયની કાંઇ જરૂર નથી. એ કામ પાર ઉતારવાને **क्रोध** અને **लोभ** બરાબર યોગ્ય છે. (પ્રસિદ્ધપણે) અરે ! અહીં કોણ છે? (અસત્સંગ દોડી આવીને.)

**असत्संग**—જી મહારાજા, શી આજ્ઞા!

**महामोह**—**क्रोध** અને **लोभने** સત્વર મારી પાસે બોલાવી લાવ.

**असत्संग**—બહુ સારૂ મહારાજ, આ ચાલ્યો. (જાય છે.)

---

## પ્રવેશ ૩ જો.

### क्रोध, लोभ, हिंसा અને तृष्णा.

**क्रोध**—મારા સાંભળવામાં આવ્યું છે કે **शान्ति**, **श्रद्धा** અને **विष्णुभक्ति** એ ત્રણે જણીઓ મહારાજા મહામોહથી પ્રતિકુળપણે ચાલે છે. પણ અરે! હું જીવતો છતાં એ બધીઓ જીવવાની આશા મુકી શા સારૂ મોતનાં ફાંફાં મારતી હશે? મારૂં સામર્થ્ય એવું છે કે?

**मनहरछंद.**

જેના હૃદયની માંહી પ્રવેશ હું પોતે કરૂં,
તર્ત તેને છતી આંખે અંધાપો અણાવું છું;
જેણે કરી કરવું ન કરવું તે જોતા નથી,
એવાં એની આંખ્યોમાંહી પડળ ચઢાવું છું.
હીતનાં વચન કાંઇ કોઇનાં ન શુણે કાને,
એમ રૂડા કાંન છતાં બધીર બનાવું છું;
ધીરને અધીર કરૂં, સચેત અચેત કરૂં,
ભલ ભલા ભણેલાના ભાનને ભુલાવું છું. ૧

**लोभ**—અરે ભાઇ, જે મારા સપાટામાં આવ્યા છે તેમને તો મેં મનોરથરૂપી મોટા પ્રવાહની નદીમાં એવા તો ઝીકી દીધા છે કે

તેમાં ગોથાં ખાતા ખાતા તણાતા ચાલ્યા જશે પણ પારજ નહીં પામે. તો પછી શાન્તિની વાતજ શી? હે મિત્ર સાંભળ—

**મનહરછંદ.**

મદ માતા હાથી મારે ઘેર ઝાઝા ઝુલી રહ્યા,
વાયુ વેગી તુરંગ જે આટલા ખુંખારે છે;
અધિક અધિક નિત્ય મેળવુ જો એથી પણ,
સાહીબી અધિક વધે એમ મન ધારે છે.
આટલું કીધું છે દ્રવ્ય એકઠું કમાઇ હવે,
ભરૂં હું ભંડાર ભરપુર જખ મારે છે;
એજ ચિંતવનમાંહી જેનાં ચિત્ત ચોટી રહ્યાં,
એવા કદી સ્વપને ન શાન્તીને સંભારે છે.

**ક્રોધ**—અરે મિત્ર, મારૂં પરાક્રમ તું જાણે છે. જો સાંભળ.

(અહોરે શિવજી અહોરે શિવજી, બળી તમારી ટેવ.—એ રાગ.)

મ્હારા પ્રતાપ બળથી ઇંદ્રે, હણીઓ વૃત્રાસુર,
બ્રહ્માનું શિર છેદી નાંખ્યું, શીવે થઇ ચકચુર. ૧
મારા યોગે વિશ્વામિત્રે, કેવી કીધી હાંણ,
વસિષ્ટના સો પુત્રો મારી, વાળી નાંખ્યો ઘાંણ. ૨
સદાચાર સંપન્ન અને, જે મ્હામોટા વિદ્વાન;
દાન શિલ ને શુરા પુરા, મોટા કીર્ત્તિમાન. ૩
એવાને પણ સ્વાધિન કરીને વળાવું હું સંહાર;
કુળ સમુળાં નાશ કરાવું, ક્ષણું ન લાગે વાર. ૪

**લોભ**—(પોતાની સ્ત્રીને) પ્રાણપ્રિયે **તૃષ્ણા** અહીં આવ.

**તૃષ્ણા**—(પાસે આવી નમ્રતાથી) પ્રાણપતિ! શી આજ્ઞા છે?

**લોભ**—હે પ્રિયે! આશાની દોરીમાં વિંટાઇ ગયેલા મનુષ્યોને, ખેતર, ગામ, શેહેર, દ્વીપ કે સમગ્ર પૃથ્વી એટલું ઉત્તરોત્તર મળ્યા છતાં પણ, તારા પ્રતાપ બળે કરીને તેઓ અધિક અધિકની ઇચ્છા કર્યાંજ કરે છે. માટે જો તું તારા અંગને વધારી મુકે તોપછી લક્ષાવધી બ્રહ્માંડ પ્રાપ્ત થવા છતાં પણ તેઓ શાન્તિ પામવાના નથી.

**તૃષ્ણા**—આર્યપુત્ર, હું પોતાની મેળે તો નિરંતર એ વાતમાં પ્રવૃત્ત રહુંછુંજ. તેમાં વળી હવે આપે પણ સદર પરવાનગી આપી. એટલે તો કોટયાવધી બ્રહ્માંડ મળે તોપણ હું તૃપ્ત થવાની નથી.

**ક્રોધ**—પ્રિય હિંસા! અહીં આવ.

**હિંસા**—(આવીને) મહારાજ, આ હું પાસેજ છું. શી આજ્ઞા છે?

**ક્રોધ**—હે પ્રિયે! તું મારી સાથે છે ત્યાંસુધી મારાં માબાપને મારી નાંખવાનું કામ પણ મને કઠણ નથી લાગતું. પછી તો—

(અહોરે શિવજી અહોરે શિવજી, બળી તમારી ટેવ—એ રાગ.)

મા ટાકણ કોણ માત્ર મ્હારે, ગણું ન મ્હારો બાપ;
(તો) ભાઈ ભાન્ડુ, મામા આદિશી, અન્ય સગાની વાત.
એ સઘળાં કીડિસમ ગણું તો, બીજાં જે જારિણિ સમ;
સ્વાર્થી સગાં સૌ નાતીલાને, મુકૂજ જાતા કયમ.
(એ હાથ મસળીને) આ ગર્ભ સહિત હું આખા કુળનું જડામુળ ન કાઢું,
ત્યાંલગી અગ્નિ સમે ન મારો, થાય ન તનડુ ટાઢું.

(આંગળ નજર કરીને) ઓહો! આતો મહારાજાજ બિરાજેલાછે ને! ત્યારે ચાલો, આપણે ત્યાં જઇએ. (સૌ પાસે જઇને) મહારાજા! આપનો જયજયકાર થાઓ.

**મહામોહ**—**શ્રદ્ધા**ની દીકરી **શાન્તિ** અમારો અતિશય દ્વેષ કરે છે, માટે તમે સર્વ મળી એને શિક્ષા કરો. (સર્વ આજ્ઞા માથે ચઢાવી ગયાં.) (મનમાં) ઓહો! શ્રદ્ધાની પુત્રી શાન્તિ એટલું બોલતાંજ શાન્તિનો નાશ કરવાનો એક ઉત્તમ ઉપાય મને સુજી આવ્યો. **શાન્તિ**ની માતા **શ્રદ્ધા** છે. અને શાન્તિ કેવળ શ્રદ્ધાનેજ સ્વાધિન છે. માટે કોઇપણ ઉપાયથી **उपनिषद्** રાણીની પાસેથી **શ્રદ્ધા**ને ખેંચી લેવાય તો રંગ રેહે. પછી માના વિયોગના દુઃખથી વ્યાકુળ થઈ **શાન્તિ** સહજવારમાં નાશ પામશે. અને **શ્રદ્ધા**ને ખેંચી લાવવાને **मिथ्यादृष्टि** ઘણીજ કુશળ કુટણી છે. માટે આ કામ એનેજ સોંપવું. (જોડમાં નજર કરીને) અરે! **विभ्रमावति**! **मिथ्यादृष्टि**ને ઝટપટ બોલાવી લાવ.

**विभ्रमावती**—બહુ સારૂ મહારાજ. (જાય છે.)

## પ્રવેશ ૪ થો.

### મહામોહ, વિભ્રમાવતી, અને મિથ્યાદૃષ્ટિ.

**મિથ્યાદૃષ્ટિ**—સખિ! મહારાજાને જોયાં મને ઘણા દિવસ થયા, માટે તેમના મુખ સામુ હું કેમ જોઇ શકીશ? મહારાજા મને ખીજશે તો નહિ?

**વિભ્રમાવતી**—અરે સખિ! તને જોતાંવાંતજ મહારાજાની શુધબુધ જતી રેહેશે. ત્યારે પછી ખીજવાનું તો નામજ શાનું દેવાનું?

**મિથ્યાદૃષ્ટિ**—બેન, ખોટાં માન વધારી શીદ મશ્કરી કરે છે?

**વિભ્રમાવતી**—હું મશ્કરી કરૂં છું, કે ખરેખરૂં કહું છું તે હમણાં નજરોનજર દેખાઇ રેહેશે. પણ સખિ! તારાં નેત્ર નિદ્રાથી ઘેરાયલાં દેખાય છે, તેનું કારણ શું?

**મિથ્યાદૃષ્ટિ**—સખિ! જેને એક પતિ હોય છે તેને પણ નિદ્રા દુર્લભ છે, તો મારે તો સઘળા પુરૂષમાત્ર પતિ છે તેને આંખ મળવા વારો પણ ક્યાંથી હોય?

**વિભ્રમાવતી**—પ્રિયસખિ! કોણ કોણ તારા પતિ છે વારૂ?

**મિથ્યાદૃષ્ટિ**—એક તો મહારાજા **મહામોહ**, બીજા **કામ**, **ક્રોધ**, **લોભ**, **અહંકાર** એ આદિ અનેક છે. કેટલાકના નામ ગણાવું. એ કુળમાં ઉત્પન્ન થયેલો, ગમે તો બાળક, જુવાન કે વૃદ્ધ હોય, પરંતુ તેમાંનો કોઇપણ રાત્ર અને દિવસ મને પોતાના હૃદયમાં રાખવા વગર રહીજ શકતો નથી.

**વિભ્રમાવતી**—પણ સખિ! **કામની રતિ**, **ક્રોધની હિંસા**, અને **લોભની તૃષ્ણા**, એમ એ સર્વને પોતપોતાની સ્ત્રીઓ છે; તેમ છતાં તું તેમના પતિઓની સાથે ક્રીડા કરે છે, તેથી તેમને તારા ઉપર ઇર્ષા નથી થતી?

**મિથ્યાદૃષ્ટિ**—અરે ઇર્ષા તે શું કરશે? તેજ બીચારીઓ મારાવગર એક ક્ષણ પણ રહી શકતી નથીને.

**વિભ્રમાવતી**—એટલા માટેજ હું કહુંછું કે તારા જેવી સૌભાગ્યવતી સ્ત્રી આખા ભૂમંડળમાં કોઇ નથી. કેમકે જેનું સૌભાગ્ય તું લુટી લે છે, તેપણ તારી સૌભાગ્ય સમૃદ્ધિથી મોહિત થઇ તારી કૃપાની ઇચ્છા કરે છે; ત્યારે મહારાજા મહામોહ તારાથી મોહિત થઈ જાય એમાં તો નવાઇજ શી? પણ પ્રિયસખિ! તું ઉંઘથી ઘેરાઇ ગયેલી છે અને ઝાંઝરના ઝમકારયુકત ધિમે ધિમે આડાં અવળાં પગલાં ભરતી ચાલે છે. તેથી મહારાજના મનમાં તારાવિષે શંકા ઉત્પન્ન થશે એમ મને લાગે છે.

**મિથ્યાદૃષ્ટિ**—એવાં નખરાં કરી મોહિત કરવાની તો મહારાજની આજ્ઞાજ છે ત્યારે પછી શંકા તે શાંની આવવાની હતી? જે પુરૂષ, સ્ત્રીનું મુખ જોઇનેજ ગાંડોઘેલો બની જાય તેનો તે ભય શા સારૂ રાખવો?

**મહામોહ**—(મિથ્યાદૃષ્ટિને છેટેથી આવતી જોઇને આનંદથી) ઓહો! મારી પ્રાણપ્રિયા મિથ્યાદૃષ્ટિ આવીજ! આહાહાહા!!

### હોરી.

શામરે મત મારો પીચકારી—(એ રાગ.)

મિથ્યાદૃષ્ટિ આ પ્યારી પધારે, પધારે. મિથ્યા
પુષ્ટ નિતંબના ભારે ઠમકતી, ધિમી ધિમી પગલાં ધારે,
હાંરે હાંરે પ્યારી ધિમી ધિમી પગલાં ધારે;
જોને અંબોડેથી પુષ્પ છુટ્યાં છે તે, કેવી એ કરથી સમારે!
કેવી કર અંબોડે ધારે. મિથ્યાદૃષ્ટિ આ પ્યારી. ૧
એ મિશે કરને ઉંચા કરીને, નજરે પડે જ્યમ મ્હારે,
સ્તનપર છે નખ પંક્તિ થએલી, તે કેવી દેખાડે છે આરે,
વિલાસીની વાહ'વારે! મિથ્યાદૃષ્ટિ આ પ્યારી. ૨
કાળાં કમળની માળા સરખી, આંખડલી ફેરે દ્વારે,
દિર્ઘાક્ષિ દિર્ઘ નજર થકી મોહિત, હૃદય ખેંચી બાંણ મારે,
કરે મન આલ્હાદકારે. મિથ્યાદૃષ્ટિ આ પ્યારી. ૩
ચાલંતાં ચપળા હાથ હિલોળેથી, કર કંકણ ઠણકારે,

ખણુણુણુ થાય છે શબ્દ તે જાણવે, ચોપદાર પોકારે,
રમા આવી રાજંદ્વારે. મિથ્યાદષ્ટિ આ પ્યારી. ૪

**विभ्रमावती**—સખિ! આ મહારાજ બીરાજે તેમની સમીપ જા.
**मिथ्यादृष्टि**—(પાસે જઇ નમ્રતાથી) જય જય મહારાજ.
**महामोह**—પ્રિયા! એક વખત તું મારા ખોળામાં બેશીને આ નખક્ષત બેસી જાય એમ મને દઢ આલિંગન આપ, અને હે હરિણાક્ષિ! શિવના ખોળામાં વિલાસ કરતી જે પાર્વતી શોભે છે, તેની શોભાને હરી લે.
**मिथ्यादृष्टि**—(મંદ હાસ્યયુક્ત તેમ કરે છે.)
**महामोह**—(આલિંગનના સુખનો અનુભવ લેઇને) આહાહાહા!! પ્રિયાના આલિંગનથી આજ મને નવી જુવાની આવી. (મિથ્યાદષ્ટિને) પ્રિયે! યુવાવસ્થામાં જેવો ચિત્તને ઉન્માદ કરનાર અને વિષયના આનંદથી ભરપૂર કામ વિકારનો જુસ્સો મને થતો હતો, તેવોજ જુસ્સો આજ પણ તારા આલિંગનથી પેદા થઇને પેહેલાંની પેઠે ચિત્તવૃત્તિને ચંચળ કરે છે.
**मिथ्यादृष्टि**—મહારાજા! હું પણ જાણે આજ નવયૌવના થઇ છું એમ લાગે છે. માટે ખરો અંતઃકરણનો પ્રેમ છે તે ગમે તેટલા કાળે પણ નાશ પામતો નથી. મહારાજ! આજ્ઞા કરો. શા કામને માટે મને સ્મરણ કરવી પડી?

**महामोह**— गीति.

હૃદયથકી અળગુ જે, હોયે તેનું સ્મરણ પડે ધરવું;
પણ મુજ ચિત્ત ભિંતે તુ, ચિતરી તેનું સ્મરણજ શું કરવું?

**मिथ्यादृष्टि**—આપની મોટી કૃપા! પણ કાંઇ આજ્ઞા કરો મહારાજ.
**महामोह**—ત્યારે જો સાંભળ. જેમ હમણાં તું સર્વત્ર ઉઘાડે અંગે ફરતી ફરે છે, તેમ સદૈવ ફરતી રેહેજે. વળી બીજું એ કે, દાસીપુત્રી **श्रद्धा, उपनिषद्** રાણી સાથે વિવેકને સમાગમ કરાવવાને કુટણીપણું કરવા લાગી છે, અને હાલ તે અમારી

વેરણ થઇને અમારાથી ઘણીજ વિરૂદ્ધ ચાલે છે, માટે એ કુળ હીણી અને શમદમાદિકોના કહેવા પ્રમાણે ચાલનારી પાપીણી રંડાને ચોટલે ઝાલીને પાખંડીઓના સ્વાધીનમાં કરો.

**मिथ्यादृष्टि**—આવા તુચ્છ કામને માટે તે આટલી બધી ચિંતા શી? આપના વચનમાત્રથીજ દાસી **श्रद्धा** તો આપની આજ્ઞાને આધિન થઇ જશે, અને હું એને એવો બોધ કરી દઈશ કે, **धर्म** મિથ્યા, **मोक्ष** મિથ્યા, **वेदमार्ग** મિથ્યા, સુખભોગમાં આડે આવનારાં શાસ્ત્રનાં વચનો મિથ્યા, અને સ્વર્ગ ફળ મળવું એ સઘળું મિથ્યા છે. એટલે તે તરત વેદમાર્ગને પણ મુકી દેશે, તો પછી **उपनिषद्**ને તજી દેશે એમાં તે શી નવાઇ? વળી વિષયાનંદ રહિત મોક્ષમાં અનેક દોષો દેખાડીને પણ, થોડા વખતમાં ઉપનિષદ્‌થી શ્રદ્ધાને વિરક્ત કરીશ.

**महामोह**—આહા! જો એમ થાય તો તો તેં મારૂં ઘણુંજ ભલું કર્યું એમ હું માનું. (ફરી આલિંગન દે છે.)

**मिथ्यादृष्टि**—સ્વામી! સર્વ દેખતાં આમ કરો છો, તે મને લાજ ન આવે?

**महामोह**—ચાલો ત્યારે રાજમંદિરમાં જઇએ. (જાય છે.)

---

## અંક ૩ જો.

### પાત્રો.

**शान्ति**…………શ્રદ્ધાની પુત્રી.
**करुणा**…………શાન્તિની સખી.
**दिगम्बर** ……..દિગમ્બરમતનો સિદ્ધાન્ત. (ક્ષપણક)
**श्रद्धा** …………દિગમ્બરની તામસી શ્રદ્ધા.
**भिक्षु** …………બૌદ્ધમતનો સિદ્ધાન્ત.
**श्रद्धा** …………બૌદ્ધની તામસી શ્રદ્ધા.
**कापालिक** …….સોમસિદ્ધાન્ત.
**श्रद्धा** …………સોમસિદ્ધાન્તની રાજસી શ્રદ્ધા.

### सूचना.

બીજા અંકમાં મહામોહે ધર્માચરણોને નિષ્ફળ કરવા માટે દંભાદિક વગેરે પોતાના મંડળને મોકલ્યું, તે નિરૂપણ કર્યું. હવે આ ત્રીજા અંકમાં તેણે વિવેકના સૈન્ય (મંડળ) નો પરાભવ કરવાને પાખંડીઓનો મોટો આડંબર કીધો તેનું વર્ણન આવશે.

---

### પ્રવેશ ૧ લો. પ્રકરણ ૧ લું.

**शान्ति અને करुणा.**

**शान्ति**—(આંખમાં આંસુ આણીને વિલાપ કરે છે)

**राग सिताना महीनानो.**

અરે હાય ઓ શ્રદ્ધામાત, વા'લી મારી માવડી;
મુને મુકી રઝળતી આંહી, એકલડી શું આવડી?
ગઇ ક્યાં તું ઓ મારી માત, દર્શન તું પમાડને;
માડી મુખડું તારૂં એકવાર, મુને તું દેખાડને.

(કરૂણાને) સખી! હરણાંઆદિ પશુ સર્વ, જ્યાંહાં નિર્ભય રમે;

એવાં રઢીઆળાં વનનો વાસ, માડી મારીને ગમે.
ઝરે નિર્મળ નીરનાં ઝરણ, ઝાઝાં જેની માંહીથી;
એવા ગિરિવરમાંહી રેહેનાર, અરે માત તો હતી.
વળી દેવતણાં મંદીર, તપસ્વીના વૃંદમાં;
ગણી પોતા તણાં રેહેઠાંણા, રેહેતી એ આનંદમા.
એવાં પવિત્ર સ્થળપર પ્રીત, ધરનારી મારી માવડી;
પીટયા પાખંડીઓને હાથ, જરૂર એ તો જઇ પડી.
અરે કોઇ કપીલા ગાય, કસઇ ઘેર જઇ ચઢે;
જેમ જીવે ન તે ક્ષણ એક, દાવાનળ દુખ પડે.
તેમ વહાલી ઓ શ્રદ્ધામાત! દશા તારી થઇ હશે;
હવે માડી જીવ્યાની શી આશ! હતી ન્હોતી થઇ જશે.
કદી ક્ષણભર જો મુજ માત, મને દેખતી નહીં;
તો તો ખાન પાનને સ્નાન, તજી દેતી તે તહીં.
એવી લાડ લડાવણ માત, વહાલી મારી માવડી;
કેમ જીવી શકે ક્ષણમાત્ર, મારાથી જુદી પડી.
માત શ્રદ્ધાવિના પળ એક, મારે જીવવુ વૃથા;
માટે કરૂણા એની મુજ કાજ, ખડકી આપને ચિતા.
પડી પાવક કેરીમાંહી, સખી! જીવતી બળું,
જઇ પહોંચી માડીની પાસ, માડીને હું જઇ મળુ.

**करुणा**—હે સખિ! આ રીતે બાળી મુકે એવા જવાળા સરખા અને કાને સાંભળી પણ ન શકાય એવા બોલ બોલીને તું મને મરવા જેવી કરી મુકે છે. સખિ! ધીરજ ધર. દુષ્ટ મહામોહના ભયથી તે કોઈપણ ઠેકાણે સંતાઈ રહી હશે, માટે એકવાર આપણે સઘળાં દેવસ્થાન અને પવિત્ર ભાગીરથીના કાંઠાઉપર મુની જનોના આશ્રમોમાં શોધ કરીયે, કે કોઇ ઠેકાણે શ્રદ્ધા નજરે પડે છે?

**शान्ति**—સખિ! હવે તે શાંનો શોધ કરવો? સુંદર નિવાર* જેના

* નમ્હાર, વગર વાવ્યે જે ડાંગર (ભાત) ઉગે છે તે.

કિનારાપરછે, એવી નદીઓના તીરે વાનપ્રસ્થ જ્યાં નિવાસ કરી રહ્યાછે એવાં સર્વ ઠેકાણામાં હું જોઇ વળી, તેમજ અગ્નિહોત્રાદિક યજ્ઞો કરવાનાં પાત્રો સંયુકત જે યાજ્ઞિકોનાં સ્થાનકો તેપણ જોયાં, વળી ચારે આશ્રમોમાં પણ શોધ કરી ચુકી, પણ તેમાંના કોઇ-પણ સ્થળે શ્રદ્ધાની વાત સરખી પણ સાંભળવામાં આવી નહિ.

**करुणा**—સખિ! હું કહું છું કે આપણી શ્રદ્ધા સાત્વિકી છે, માટે એની એવી દુર્ગતિ થાય એવું મુદ્દલ સંભવતું નથી. કારણ કે શ્રદ્ધા સરખી પુણ્યાત્મા સ્ત્રીઓ એવી અસંભવિત વિપત્તિ પામેજ નહિ.

વૈદરભી વનમાં વલવલે—(એ રાગ.)

**शान्ति**—દૈવ વાંકે શું ન થાય તે? વ્હાલી વિપરિત વાત;
વાંકાં નશીબે વાંકુ બધુ, સખી સાંભળ વાત. દૈવ વાંકે.
જનક કુમારિ સિતા સતી, લક્ષ્મિ સરખી નાર;
રાવણ ઘેર તેણે રહી, વેઠયાં કષ્ટ અપાર. દૈવ વાંકે.
દેવી વેદત્રયીનું વળી, કરી દૈત્યો હરણ;
પાતાળે પકડી લેઈ ગયા, એવું દુષ્ટાચરણ. દૈવ વાંકે.
ગંધર્વ કન્યા મદાલસા, મહા પતિવ્રતા નાર;
પાતાળકેતુ હરી ગયો, જ્યારે અવળુ થનાર. દૈવ વાંકે.

હે સખિ! દૈવગતિ એવી વિચિત્ર છે, તોપણ ચાલો. આપણે પ્રથમ પાખંડોનાં ઘરો તપાસી જોઇએ.

**करुणा**—હા ચાલો. (બન્ને જણીઓ પાખંડના ઘરતરફ ચાલવા માંડેછે.)

---

## પ્રકરણ ૨ જું.

**करुणा**—(ભય પામી કાંપતી કાંપતી) ઓ સખિ, રાક્ષસ! રાક્ષસ!

**शान्ति**—અરે કયાં છે રાક્ષસ?

**करुणा**—અરે જો! જો! એના આખા શરીરઉપર વિષ્ટા વિષ્ટા થઇ રહી છે તેથી નર્કના નિગાળા ઉતરી મહાદુર્ગંધ મારે છે, માથા-ના વાળ ખેંચી કાઢી માથું પણ બોડું રોડું કરી મુકયું છે અને મોરપીછ સરખી સાવરણી હાથમાં પકડી, નાગો ન વસ્ત્રો સાંમુ

પણ ન જોવાય એવા વેષે પેલો આ તરફ ચાલ્યો આવે.
**शान्ति**—સખિ! એ રાક્ષસ નથી, કારણ કે નિર્બળ સરખો જણાયછે.
**करुणा**—ત્યારે એ તે કોણ હશે?
**शान्ति**—કોઇ પિશાચ હોય એવી શંકા થાય છે,
**करुणा**—ત્રિભુવનમાં પ્રકાશ પાડનાર સૂર્યનારાયણ પ્રકાશી રહ્યાછે, તેવે ધોળે દિવસે પિશાચથી અવાયજ કેમ?
**शान्ति**—સખિ! ત્યારે તો હમણાંજ નર્કમાંથી નિકળેલો કોઇ નર્કવાસી હશે. (ન્યાહાળીને જોયા પછી) હાં:, આતો મહામોહનો પ્રવર્ત્તાવેલો **दिगम्बर सिद्धान्त** ! એનું મોઢું પણ નહિ જોવું જોઇએ. (એમ કહી પુઠ ફેરવી નાંખી.)
**करुणा**—સખિ! લગારવાર ઉભી રહે તો હું અહીં આપણી શ્રદ્ધાનો શોધ કરી લેઉ. (બેઉ જણ ઉભાં રહ્યાં.)

---

## પ્રવેશ ૨ જો.

**शान्ति, करुणा, दिगंबरसिद्धांत** અને (તેની તામસી) **श्रद्धा.**

(પ્રથમ વર્ણવેલા વેશે દિગંબરસિદ્ધાંત પ્રવેશ કરેછે.)

**दिगंबर**—નમો નમો અરીહંતાણં. આ દેહરૂપી નવદ્વાર વાળા ઘરમાં જીવ દીવા સરખો પ્રકાશે છે એમ જાણવું, એજ મોક્ષ સુખદાયક પરમાર્થ જીનવરે કહ્યોછે. (આકાશ તરફ જોઇને) અરે! સાંભળોરે શ્રાવકો સાંભળો. આ જે દેહ છે તે મળમુત્રથી ભરેલો છે, તેને (બહારથી) ગમે એટલા પાણીએ ધોશો તેણેકરીને તેની (અંદરથી) શુદ્ધિ કેમ થશે? માટે જીવ છે, તેજ સ્વભાવે નિર્મળછે, એમ શ્રીપુજની સેવા કરી જાણી લેવું. (કોઇને ઉત્તર આપતો હોય તેમ) ગુરૂની સેવા કેમ કરવી? તો સાંભળો. પુજને સ્પર્શ ન થાય એમ છેટેથી મથેવંદામી કરવા, સ્વાદિષ્ટ અને મિષ્ટાન્ન ભોજનો સત્કારપૂર્વક વોરાવવાં અને યતિજીને સ્ત્રીની ઇચ્છા થાય તો તેપણ અર્પણ કરવી, પણ મનમાં તેની ઇર્ષા કદાપિ ન કરવી, હો.

(પડદા સામું જોઇને) અરે શ્રદ્ધા! અંહીં આવ.

(શાન્તિ અને કરૂણા સભય થઈ જુએ છે એટલામા દિગંબર સરખા વેશે તામસી શ્રદ્ધા આવીને.)

**श्रद्धा**—શી આજ્ઞા છે મહારાજ? (શાન્તિ મુર્છીત થઈ પડે છે.)

**दिगंबर**—(શ્રદ્ધાને) અલી જોજે હો, શ્રાવકોના ટોળામાંથી ક્ષણવાર ખસતી નહીં.

**श्रद्धा**—સારૂ મહારાજ, જેવી આજ્ઞા. (જાય છે.)

**करुणा**—(શાન્તિને ધીરજ આપીને) પ્રિય સખી, ધૈર્ય રાખ. માત્ર નામ સાંભળીને આટલું બધું ભય ન પામવું જોઇએ. મેં **अहिंसा**ને મોઢેથી સાંભળ્યુંછે કે પાખંડીઓ પાસે પણ (તામસી) શ્રદ્ધા નામની તમોગુણની પુત્રી છે, તે આ તામસી શ્રદ્ધા હશે.

**शान्ति**—ખરી વાત! એમજ હશે. આ તો દુરાચરણી અને જોવાને પણ ન ગમે એવી છે અને મારી માતા તો સદાચરણી અને જોતાંજ વ્હાલી લાગે એવી છે. માટે ચાલો હવે **सौगत***
મતવાળાઓમાં એનો શોધ કરીએ. (જાય છે.)

---

## પ્રવેશ ૩ જો.

**शान्ति, करुणा, दिगंबर, भिक्षु** (બુદ્ધાગમ) અને ભિક્ષુકી **श्रद्धा**.

(ભિક્ષુના વેશે બુદ્ધાગમ હાથમાં પુસ્તક લઈ આવે છે.)

**भिक्षु**—અરે ઓ ઉપાસકો,—આ જગતના પદાર્થમાત્ર ક્ષણે ક્ષણે નાશવંત છે. જે બુદ્ધિમાં, તે ક્ષણ વિનાશી પદાર્થો જેમ બહાર દેખાય છે તેમજ કલ્પાતા હતા, તેજ (મારી) બુદ્ધિ હમણાં વિષયોપાધિનો ત્યાગ કરી સમગ્ર વાસના રહિત અવિછિન્ન પ્રકાશેછે. (ફરીને વખાણ કરે છે) આહાહા! આ બૌદ્ધધર્મજ સર્વોત્કૃષ્ટ છે.

---

* બૌદ્ધ મત.

એમાં મનમાનતાં સુખ ભોગવાય છે, અને મોક્ષ પણ મળે છે. જુઓ, અમારે રેહેવા સારૂ સુંદર અપાશરા હોય છે, અમને જોઇએ તે વખતે મનભાવતાં મિષ્ટાન્નો ખાવા મળે છે, સુવાને નરમ બિછાંનાં અને મનવાંચ્છિત વેશે અનુકૂળ એવી વાણીઆની મનોહર સ્ત્રીઓ મળે છે. સુંદર ચાંદની રાત્રીઓમાં ઘણી સ્ત્રીઓ પોતાના કોમળ હાથે કેસર ચંદનનું લેપન કરી શ્રદ્ધાથી સેવા કરે છે; એવી રીતે અંગ રાગના ઉત્સવથી સર્વ રાત્રીઓ આનંદ ક્રિડામાં કાઢીએ છીએ.

**करुणा**—ઓ બેન! જોને પેલો બોડેરોડે માથે શરીર ઉપર મેલાં ભગવાં વસ્ત્ર લટકતાં મૂકી ઉંચો તાડ જેવો કોણ ચાલ્યો આવેછે?

**शान्ति**—સખી, એ તો બુદ્ધાગમ છે.

**भिक्षु**—અહો ઉપાસકો અને ભિક્ષુકો! ભગવાન બુદ્ધનાં વચનામૃત સાંભળો,—(બુદ્ધનાં વચનામૃતનું પુસ્તક વાંચે છે) હું મારા દિવ્ય ચક્ષુવડે કરીને લોકોની સારી નરસી ગતિ દેખું છું. જગતના સર્વ પદાર્થ ક્ષણિક છે, જીવ સ્થાયી નથી. માટે શ્રીબુદ્ધગુરૂજન સ્ત્રીઓની સાથે ઇચ્છાપ્રમાણે વર્તે તોપણ તેની ઈર્ષા ન કરવી. કારણ ઈર્ષા છે તેજ મનનો મેલ છે. (પડદા સામુ જોઇને) અરે શ્રદ્ધા! અહીં આવ.

**श्रद्धा (भिक्षुकी)**—(આવીને) આજ્ઞા કરો મહારાજ.

**भिक्षु**—ઉપાસકોને અને ભિક્ષુકોને નિરંતર વળગીજ રેહેજે, હો!

**श्रद्धा (भिक्षुकी)**—સારૂ મહારાજ, આજ્ઞા પ્રમાણે વર્તુંછું. (જાય છે.)

**शान्ति**—સખી! આ પણ તામસી શ્રદ્ધા છે.

**करुणा**—હા, એમજ છે.

**दिगंबर**—(ભિક્ષુને ઘાંટો કાઢી બોલાવતો આવે છે) અલ્યા એ ભિખારી અહીં આવ, અહીં. મારે તને કાંઇ પુછવાનું છે.

**भिक्षु**—(ક્રોધ કરીને) અલ્યા દુષ્ટ, પાપી, પિશાચ સરખો તું શું બકેછે?

**दिगंबर**—અરે રીસ ન ચઢાવ, હું તને શાસ્ત્રની કાંઇ વાત પુછુ છું.

**ભિક્ષુ**—અલ્યા ક્ષપણક!* તું પણ શાસ્ત્રની વાત જાણે છે શું? ભલે હમણાં જણાઈ રેહેશે. (પાસે જઇને) લે પુછ! શું પુછે છે?

**દિગંબર**—તું સર્વ પદાર્થોને ક્ષણવિનાશી માને છે એમ છતાં આ મહાકષ્ટકારક વ્રત કાં લેઇ બેઠો છે!

**ભિક્ષુ**—અરે સાંભળ, અમારી જ્ઞાન પરંપરામાં પડેલા કોકનો પણ, આમ કરતાં કરતાં વિજ્ઞાન ક્ષણ વાસના રહિત થયેથી મોક્ષ થશે.

**દિગંબર**—અરે મૂર્ખા! કોણ જાણે કદાપિ કોઇ મન્વંતરે કોકનો મોક્ષ થશે તે તું હમણાં મરી જઇશ તેનું શું ભલું કરશે? તને આવો ધર્મોપદેશ તે કોણે કર્યો?

**ભિક્ષુ**—સર્વજ્ઞ ભગવાન બુદ્ધનો કહેલો એ ધર્મ છે.

**દિગંબર**—અલ્યા! બુદ્ધ સર્વજ્ઞ છે એમ શાથી જાણ્યું?

**ભિક્ષુ**—બુદ્ધ સર્વજ્ઞછે એવું તેમનાં શાસ્ત્રો ઉપરથીજ પ્રસિદ્ધછે.

**દિગંબર**—અરે ભોળા માણસ! જો તેનાં પોતાનાંજ વચનથી એનું સર્વજ્ઞપણું સિદ્ધ થતું હોય, તો હું પણ કહું છું કે હું સર્વજ્ઞ છું. અને તું અને તારા બાપની સાતેય પેઢી મારા દાસ છે.

**ભિક્ષુ**—(ક્રોધ કરીને) અરે પાપી, પિશાચ, શું હું તારો દાસ છું?

**દિગંબર**—અરે દાસાનુદાસ દુષ્ટ સાધુડા! એ તો મેં તને એક દૃષ્ટાંત દીધું. હવે ખરેખરૂં કહું છું કે તું આ બુદ્ધનો ધર્મ છોડી દઇ અમારા જૈનધર્મમાં આવી મારી પેઠે દિગંબર વ્રત ધારણ કર. આ તારા હિતની વાત કહું છું હો.

**ભિક્ષુ**—હત પાપી! પોતે ખાડામાં પડ્યો છે એટલે બીજાને પણ તેમાં નાંખવા ઇચ્છે છે કે? અરે! આવું રૂડું સ્વતંત્રપણું મૂકીને લોકો જેની નિંદા કરે છે એવું તારા જેવું પિશાચપણું ધારણ કરવા કોણ ઇચ્છતું હશે? તારા અર્હંતના ધર્મને કોણ માને છે. અને અર્હંતનું સર્વજ્ઞપણું તેં કેમ જાણ્યું?

**દિગંબર**—અર્હંતનાં રચેલાં શાસ્ત્રોમાં, ગ્રહ, નક્ષત્ર, સૂર્ય ચંદ્રનાં

* દિગંબર સિદ્ધાંતનું ક્ષપણક એવું પણ નામ છે.

ગ્રહણ, અને શુક્ર તથા રાહુ એમના જ્ઞાનનો જે સંવાદ દેખાડેલો છે, તે ઉપરથીજ તેનું સર્વજ્ઞપણું સિદ્ધ થયું છે.

**ભિક્ષુ**—અરે! એ જ્યોતિષશાસ્ત્ર તો અનાદિ કાળથી ચાલ્યું આવેછે તેવડે અતીંદ્રિય પદાર્થોનું જ્ઞાન થાયજ. અલ્યા, એ વાતમાં ઠગાઇને તેં આ અતિ કષ્ટકારક વ્રત ધારણ કરેલું હોય એમ જણાય છે, પણ વિચાર કર કે, મોટા પ્રકાશિત દીવાને પણ ઘડામાં મૂકી દીધો હોય તો, તે, ઘરમાંહેલા બીજા પદાર્થોને પ્રકાશિત કરી શકતો નથી, ત્યારે એક નાંના સરખા શરીરનીમાંહી ભરાઈ રહેલો આત્મા, આ આવડા મોટા જગત્માંના સઘળા પદાર્થો, જેને શરીર સાથે કાંઈ સંબંધ નથી તેને કેમ જાણી શકે? માટે નક્કી જાણવું કે આ લોક અને પરલોકના સુખમાર્ગથી વિરૂદ્ધ એવા તારા જૈનધર્મ કરતાં મારો બુદ્ધનો ધર્મ ઘણોજ રૂડોછે.

**शान्ति**—સખી, ચાલ, હવે આપણે બીજે શોધ કરીએ.

**करुणा**—હા ચાલો. (એમ કહી ચાલવા માંડેછે અને જતાં જતાં.)

**शान्ति**—અરે સખી! પેલો સોમ સિદ્ધાંત ઉભો. ચાલો ત્યાં શોધ કરીએ. (જાયછે.)

---

## પ્રવેશ ૪ થો

**कापालिक, दिगंबर, भिक्षु, शान्ति, અને करुणा.**

કાપાલિકનો વેશધારી સોમસિદ્ધાંત પ્રવેશ કરેછે.

**कापालिक**—(ચોમેર ધુમીને) અરે હું મનુષ્યનાં હાડકાંની માળા ગળામાં પેહેરૂંછું; મનુષ્યના માથાની ખોપરીમાં નિત્ય ભોજન કરૂંછું. સર્વદા કાશીમાં મારો નિવાસ છે. યોગાભ્યાસ રૂપી અંજનને કરીને થએલાં મારાં દિવ્ય ચક્ષુવડે, ભિન્ન ભિન્ન આ સર્વ જગત્ પરમેશ્વરથી અભિન્ન દેખુંછું.

**दिगंबर**—અરે! આતો કાપાલિક વ્રત ધરનારો કોઇ પુરૂષ છો ચાલ એને પણ કાંઇ પુછું તો ખરો. (પાસે જઇને) અરે ઓ માણસનાં હાડકાં અને તુમલીની માળા પેહેરનારા કાપાલિક! તારો ધર્મ અને મોક્ષ કેવોછે?

**कापालिक**—અલ્યા ક્ષપણકા! જો સાંભળ અમારો ધર્મ. અમે માણસોના મગજમાંથી કાઢેલા, લોહી અને ચરબીથી ભરેલા માંસનો અગ્નીમાં હોમ કરીએ છીએ, બ્રાહ્મણોના માથાની તુમલીમાં મદિરા બનાવીને મોટા આનંદથી પીએ છીએ, અને મનુષ્યનાં માથાં કાપીને તેમાંથી નિકળતી રૂધિરની ધારાનું મહાભૈરવનાથને બળીદાન આપી, તેમની પુજા કરીએ છીએ.

**भिक्षु**—(કાન આડા હાથ દઇને) અરરર! મહાદારૂણ ધર્માચરણ!

**दिगंबर**—અરિહંત, અરિહંત! અરિહંત! કોઈ મોટા પાપી ઠગારાએ આ બિચારાને ઠગ્યો જણાય છે.

**कापालिक**—(ક્રોધ કરીને) અરે! પાપી, પાખંડી, બોડારોડા માથાવાળા વેશધારી ચંડાળ! જે ચૌદ ભુવનની ઉત્પત્તિ, સ્થિતિ અને લયના કરનાર છે, અને જેનું ઐશ્વર્ય વેદાન્તશાસ્ત્રમાં વર્ણવેલું છે, એવા ભગવાન ભવાની પતિને તું ઠગારા કહેછે? અરે સાંભળ. એ મતનો મહિમા—

**हरिगीत छंद.**

હું વિષ્ણું બ્રહ્મા શંકરાદિ દેવતા સહુને અહીં,
બોલાવુરે પળ એકમાં, સામર્થ એ મારૂં સહી;
નક્ષત્ર જે આકાશમાં ફરતાં સહૂ દેખાય છે,
ગતિ તે તણી હું રોધુ એ આ ધર્મનો મહિમાય છે.
વળિ પર્વતોને પુર, ગ્રામાદિ સહિત પૃથિવ સહૂ,
જળમય કરી બોળી કરૂં આ જળથકી ભરપૂર હું;
તે સકળ જળ મુજ પાત્રમાં ભરી પાન હું તેનું કરૂં,
મુજ ધર્મના મહિમાથકી, સામર્થ હું એવું ધરૂં.

**दिगंबर**—અરે ભાઇ! એટલા માટેજ હું કહુંછું કે કોઇ ઠગે, તને ઇંદ્રજાળ માયા બતાવી ભમાવી મુકયો છે.

**कापालिक**—(કોપ કરીને) અલ્યા પાપી! વળી પણ તું પરમેશ્વરને ઠગ કહી બકેછે? (મનમાં) આવું દુષ્ટપણું હું નથી; સાંભળી રેહેવાનો! (ખડ્ગ ખેંચીને)

આ ખડ્ગ તણીરે તિની ધારે, છેદુ એનું શીર,
તે માંહીથી ભુગ્ ભુગ્ કરતું ફીણ ભરેલ રૂધીર;
નીકળશે તે રૂધિર થકીરે, ભૈરવી ભુત પિશાચ,
તૃપ્ત કરીશ હું અહીં બોલાવી, વગાડી ડમરૂ ડાક.

(ખડ્ગ લેઇ મારવા ધસે છે.)

**दिगंबर**—(ભયભિત થઇ) ઓ મહારાજ! અહિંસા એ મોટો ધર્મ છે હો.

(ભિક્ષુના ખોળામાં ભરાય છે.)

**भिक्षु**—(કાપાલિકને) હાં. હાં. હાં. મહારાજ, આમ સહજ હાસ્ય વિનોદના બોલવાથી રીસ ચઢાવી આ બીચારા જતીને મારવો, એ યોગ્ય ન કેહેવાય. (કાપાલિક શાન્ત થઇ તરવાર મ્યાન કરેછે.)

**दिगंबर**—(સાવધ થઈ કાપાલિકને) મહારાજ! જો આપ પાછા રીસે ન ભરાઓ તો હું કાંઇક પુછું?

**कापालिक**—પુછ, શું પુછેછે?

**दिगंबर**—તમારો ધર્મ તો અમે જાણ્યો. હવે તમારામાં મોક્ષ સુખ કેવી રીતનું છે તે કોહો.

**कापालिक**—સાંભળ.

**सवैयो.**

મુરખ જે જન તેજ સહુ વિષયાનંદ હીન જે પથ્થર જેવી,
જીવસ્થિતિમાંહિ મુક્તિ ગણે પણ, વિષયવિના સુખ એ ચિજ કેવી?
પાર્વતિ જેવિના આલિંગને શિવજી જયમ મુક્ત બનીજ રહે છે,
તેમ વિષયસુખ ભોગવવુ એજ, મોક્ષ ભવાનિપતિ એમ કે' છે.

**भिक्षु**—પણ મહારાજ, વિષયવાસનારહિત થયાવગર મોક્ષ થાય એ સંભવતું નથી.

**दिगंबर**—જો તને રીસ ન ચઢે તો કહુંછું કે, વિષયાસક્તનો મોક્ષ થવો એ તો વેદ વિરૂદ્ધ છે.

**कापालिक**—(મનમાં) અરે આ લોકોના અંતઃકરણમાં શ્રદ્ધા નથી તેથીજ તેમને આ ધર્મમાં રૂચી થતી નથી. ઠીક છે, જોઇએ. (પ્રકાશપણે) અરે શ્રદ્ધા! અહીં આવ.

(કાપાલિનીના વેષે શ્રદ્ધા આવે છે.)

**करुणा**—(શાન્તિને) સખી જો,જો, આ રજોગુણની પુત્રી રાજસી શ્રદ્ધા.

**गीति.**

ખિલેલ નીલ કમલ સમ, શોભિત ચંચળ છે નયનો જેનાં;
પુરૂષ હાડની માળા, આભૂષણ પણ અંગ ધરયાં એનાં.* ૧
નિતંબ, સ્તનના ભારે, આવે છે એ ધીમિ ધીમિ ચાલે;
પૂર્ણ ચંદ્ર વદની જો, સુંદર શોભિત વિલાસિની આ જે. ૨

**श्रद्धा**—(આવી વંદન કરીને) આ હું આવી, આજ્ઞા કરો સ્વામી.

**कापालिक**—પ્રિયે! આ ભિક્ષુ અભિમાનીની પુંછડી થઇ બેઠો છે તેને પકડ. (શ્રદ્ધા ભિક્ષુને બાઝી પડી આલિંગન કરે છે.)

**भिक्षु**—(આલિંગન સુખથી રોમાંચિત થઇ મોટા આનંદથી સભાના સમક્ષ) આહાહા! કાપાલિનીના સ્પર્શનું સુખ! અવધી.

**मालिनी छंद.**

ઘણિ ઘણિ ગુણકાને, ભૂજ ભીડી અતીશે,
કુચ પિડિત કરયાં છે, ખૂબ આલિંગનો મેં;
પણ શત વખતે હું બુદ્ધના સંમ ખાઇ,
કહુછુ કદિ ન આવું, સૂખ પામ્યોજ ભાઈ. ૧

આહાહા! આ કાપાલિકનાં તો ધન્ય ભાગ્ય. વાહરે સોમસિદ્ધાંત વાહ! આ ધર્મ તો આશ્ચર્યકારકો (કાપાલિકને) મહારાજ! મેં તો આજથી બુદ્ધધર્મ છોડીજ દીધો, અને હવેથી મારે તો તમારોજ ધર્મ પાળવો છે. માટે મને તમે તમારી ભૈરવી દિક્ષા આપો એટલે તમે ગુરૂ અને હું તમારો ચેલો થઈ ચુકયો.

**दिगंबर**—અલ્યા ભિક્ષુ! એ કાપાલિનીને અડકયાથી તું અભડાયો માટે વેગળો રેહેજે.

**भिक्षु**—અરે અભાગિયા! કાપાલિનીના સ્પર્શનું સુખ તારા નસીબમાંજ નથી.

**कापालिक**—(શ્રદ્ધાને) પ્રિયા! ઝાલ આ દિગંબરને પણ.

(શ્રદ્ધા દિગંબરને બાથમાં લે છે.)

---

* હાડકાંનાં.

**दिगंबर**—(રોમાંચિત થઈને) આહાહા!!! અરીહંત! અરીહંત! વાહરેવાહ! કાપાલિકનીના સ્પર્શનું સુખ વાહ! એ અલી! એકવાર ફરીથી–(મનમાં) અરે શરીરમાં તો મહા કામ વિકાર જાગી ઉઠયો. હવે શો ઉપાય કરવો? પણ જખમારેછે. આ મારી મોર પીંછની પુજણીથી ઢાંકી દેઉ (ઢાંકીને.)

**त्रोटक.**

મૃગનેણિ ઘટસ્તનવાળિ અરે, તુજ નેનથકી મૃગ લાજી મરે,
અલિ બાથ ભિડે ફરી જો તુ મને, સુખ શાવકિઓનુ શું તુજકને.

આહાહા! મોક્ષ અને સુખ એ બેઉ મળવાનાં સાધનો આ કાપાલિક પંથમાંજ છે (કાપાલિકને) અહો ગુરૂજી મહારાજ! હું તમારો દાસ થયો માટે હવે પરમેશ્વરનું ધ્યાન ધરીને મને પણ ભૈરવી દિક્ષા આપો.

**कापालिक**—ઠીક, બેસો. (બેઉ જણ બેસેછે કાપાલિક હાથમાં એક પાત્ર લઇ ધ્યાન ધરે છે)

**श्रद्धा**—મહારાજ! પાત્ર, સુરાથી ભરાયું છે.

**कापालिक**—(પાત્ર સુરાથી ભરાયેલું જોઈ આનંદ પામી તેમાંથી પોતે પીને બાકીનું ભિક્ષુ અને ક્ષપણકને ધરીને.)

**दोहोरो.**

આ પવિત્રામૃત ભવતણિ, બુદ્ધિ પિઓ લઇ હાથ,
ટળે અજ્ઞાતની વાસના, કે' છે ભૈરવનાથ.

(બેઉ જણ સંકોચ પામેછે.)

**दिगंबर**—(ભિક્ષુને) અલ્યા, અમારા શ્રાવકના ધર્મમાં તો સુરાપાનની ના કહી છે.

**भिक्षु**—આ કાપાલિકની એઠી મદીરા મારાથી કેમ પીવાય!

**कापालिक**—(શ્રદ્ધાને) અલી, વિચાર શું કરે છે? હજુ આ લોકોમાંથી પશુપણું ગયું નથી એથીજ તેઓ મારી પિધેલી મદીરાને એઠી સમજે છે. માટે તું તારા અધરામૃતથી પવિત્ર કરીને આપ. શાસ્ત્ર જાણનારા પણ કહેછે કે, स्त्रीमुखंतुसदाशुचि:

**श्रद्धा**—જેવી આપની આજ્ઞા. (પોતે પીને બેઉ જણને આપે છે.)

**भिक्षु**—(આનંદથી મદિરાનું પાત્ર લે છે.) અહો! આ તો મહા પ્રસાદ! (મદીરાપાન કરીને) અહાહા! કેવી સરસ મદીરા! વેશ્યાઓની સાથે તો તેમના મુખનો એઠી કરેલી સુંદર બકુલના પુષ્પની સુગંધીવાળી મદીરા મેં ઘણીકવાર પીધી છે, પણ આ લિજ્જત તો કોઇ ઓરજ. હું તો જાણું છું કે બીચારા દેવતાઓ પણ, કાપાલિનીના મુખરસની સુગંધીદાર મદીરા ન મળવાથીજ અમૃતની ઇચ્છા રાખતા હશે.

**दिगंबर**—અલ્યા એ ભિક્ષુ! જોજે બધી ન પી જતો! કાપાલિનીના મુખરસવાળી મદીરા મારે સારૂ રહેવા દે: (ભિક્ષુ તે દિગંબરને આપે છે. દિગંબર તે મદિરા પીને) અહાહા! કેવી મિઠાશ! શું સ્વાદ! કેવી ખુશબો! વાહરે તારી લીજ્જત વાહ! અરેરે! આટલા દહાડા હું શ્રાવકના ધર્મમાં નકામો પડી રહ્યો. જેથી આવા મધુર સુરારસ વગર તો હું રહીજ ગયો. અલ્યા ભિક્ષુ! મારૂ તો માથુ ફરે છે માટે હું તો સુઇ જાઉં છું.

**भिक्षु**—મારે પણ એમજ કરવું પડશે. (બેઉ જણ સુઈ જાય છે.)

**कापालिक**—(શ્રદ્ધાને) પ્રિયે! આજ આ વણમુલના બે ચાકર આપણને મળ્યા માટે આવ, આપણે આનંદથી નાચીએ. (નાચે છે.)

**दिगंबर**—અલ્યા ભિક્ષુ! આ કાપાલિક. અરે ભુલ્યો! આ .આચાર્ય કાપાલિનીની સાથે નાચે છે, ત્યારે ચાલને આપણે પણ નાચીએ.

**भिक्षु**—હા ચાલો. (બેઉ જણ અડબડીઆં ખાતા નાચેછે.)

**तोटक.**

**दिगंबर**—મૃગનેણિ ઘટસ્તનવાળિ અરે, તુજ નેનથકી મૃગ લાજી મરે
અલિ બાથ ભિડે ફરી જો તુ મને, સુખ શાવકિઓનુ શુ તુજ કને.

**भिक्षु**—(કાપાલિકને) ગુરૂજી મહારાજ! આ તમારો ધર્મ તો નવાઇ જેવો છે. જેમાં દેહને કષ્ટ આપવા વગર મનોર્થ પાર પડે છે.

**कापालिक**—અરે એમાં તે તને શું નવાઇ લાગી! આ મતમાં તમામ ઇંદ્રિયોના ભોગ ભોગવતાં છતાં અષ્ટ મહા સિદ્ધિ પમાય છે, અને વશીકરણ, સર્વ પદાર્થોનું આકર્ષણ, ભ્રમિત કરવું, જ્ઞાનનો નાશ, અને મદ તથા સ્થાનભ્રષ્ટ કરવું ઇત્યાદિ નજીવી સિદ્ધિઓ તો સેહેજ પ્રાપ્ત થાય છે; કે જે સર્વ, મોક્ષની ઇચ્છાવાળા જ્ઞાનીઓને તો યોગમાં વિઘ્ન કરનારી છે.

**दिगंबर**—ઓ કાપાલિક! (વીમાસીને) અરે આચાર્ય! આચાર્ય! રાજકુલાચાર્ય.

**भिक्षु**—મહારાજ! આ બીચારો જતી ઘણી મદીરા પીવાથી બેભાન થઇ બકેછે, માટે આપ એનો ઉતાર કરો.

(કાપાલિક પોતાનું ચાવેલું પાનનું બીડું દિગંબરને આપેછે તે ખાધાથી તે શુદ્ધીમાં આવેછે અને નમ્રતાથી બોલે છે.)

**दिगंबर**—ગુરૂજી મહારાજ! જેમ મંત્રના જોરથી મદીરા આણવાની તમારામાં શક્તિછે, તેમજ મંત્રના જોરે સ્ત્રી પુરૂષાદિકને ખેંચી લાવવાની શક્તિછે કે?

**कापालिक**—એમાં તે શું!? જો સાંભળ.

### मनहर छंद.

ગમે તો ભલેને હોય ગંધર્વ તણીજ કન્યા;<br>
ગમે તેવી ભલે હોય ગમે તો નાગાંગના;<br>
ગમે તો ભલેને હોય મોટા યક્ષકેરી કન્યા;<br>
ગમે તો ભલેને હોય દેવની દેવાંગના;<br>
પણ ત્રિભુવનની તમામ વસ્તુમાંહીથી જે;<br>
વસ્તુ મેળવવા થાય મને મનવાંચ્છના;<br>
પળમાં હું પોતે તેને પોતાતણી વિદ્યા બળે;<br>
પોતા પાસે હરી લેઉ એમાં તો સંશય ના.

**दिगंबर**—અલ્યા ભાઇ! ગણિતવિદ્યાથી મને જણાય છે કે આપણે બધાય મહારાજા મહામોહના સેવક છીએ.

**कापालिक अने भिक्षु** ઝૂંવતા રોહો. તમે કહ્યું એમજ છે. વા-
હવા! બરાબર જાણ્યું.

**दिगंबर**—ત્યારે તો હવે આપણે રાજસંબંધી જે કાર્ય છે તેનો વિ-
ચાર કરીયે.

**कापालिक**—કહો શું વાર?

**दिगंबर**—મહારાજની આજ્ઞા છે કે **धर्म**ની પુત્રી **श्रद्धा**ને હરી લેઇ
તેમની પાસે ખેંચી જવી.

**कापालिक**—(રોશે ભરાઇને) ક્યાં છે તે દાસીપુત્રી? ઝટ કહે, હમ-
ણાં ને હમણાં એ રંડાને વિદ્યાના બળથી હરી લેઉ.

(દિગંબર પાટી ઉપર ગણિત કરે છે.)

**शान्ति**—સખી! આ મુઆ માતુશ્રી સંબંધી કાંઇ મનસુબો કરે છે
માટે કાન દેઇને સાંભળિએ.

**करुणा**—હા. એમજ કરીએ. (કાન માંડી સાંભળે છે.)

**दिगंबर**— द्रुतविलंबित छंद.

જળવિષે નથીં ને સ્થળમાં નથી, નથીં રસાતળમાં ગિરિમાં નથી;
વિષ્ણુભક્તિનીં* સાથજ એ જઈ, સજનના હૃદયે વસિને રહી. ૧

**करुणा**—(આનંદમાં આવીને) સખી, તું મોટી ભાગ્યશાળી! તારી
મા **श्रद्धा** તો દેવી **विष्णुभक्ति**ની સાથે **सत्पुरुषोमा** હૃદયમાં
વસે છે. (શાન્તિ હર્ષ પામે છે.)

**कापालिक**—વાર, **धर्म**, **काम**થી છુટો પડી હમણાં ક્યાં ભરાઇ
પેઠો છે!

**दिगंबर**— द्रुतविलंबित छंद.

જળવિષે નથીં ને સ્થળમાં નથીં, નથીં રસાતળમાં ગિરિમાં નથી;
વિષ્ણુભક્તિનીં સાથજ એ જઇ, સજનના હૃદયે વસિયો રહી. ૧

**कापालिक**—અરે હાય! હાય! ત્યારે તો મહારાજને માથે મોટું
સંકટ આવી પડ્યું, કારણ કે, વિષ્ણુભક્તિ એજ બોધનું મૂળછે.
તેને વળી **सात्विकीश्रद्धा** જઈ મળી અને અધુરામાં પુરૂ

* વિષ્ણુભક્તિ.

**કામ**થી છુટો પડેલો **ધર્મ** પણ જો ત્યાં ભરાયો હુશે, તો તો હુવે **વિવેક**નાં સઘળાં કાર્ય સિદ્ધ થવાનાંજ. તોપણ બનતાં બને એ ખરી. આપણો પ્રાણ જતાસુધી પણ મહારાજનું કામ કરવું. માટે હુવે **મહાભૈરવી** વિદ્યા ચલાવી **ધર્મ** અને **શ્રદ્ધા** એ બેઉને પકડાવી મગાવીએ. (એમ કહી તેઓ ગયા.)

**શાન્તિ**—સખી! ચાલો આપણે પણ આ આશાહીન અભાગિયાઓનો મનસુબો દવી વિષ્ણુભક્તિને જણાવી દઇએ. (સર્વ ગયા.)

---

# अंक ४ थो.

## પાત્રો.

**मैत्री**………………શ્રદ્ધાની સખી.
**श्रद्धा** (સાત્વિકી) ….શાન્તિની મા (આસ્થા).
**विवेक** ……………મહામોહુનો પ્રતિપક્ષી.
**प्रतिहारी** …………દ્વારપાળ (વેદવતી).
**वस्तुविचार** ……..વિવેકના પક્ષનો યુદ્ધો.
**क्षमा** ……………સહુનતા (ક્રોધને દબાવી નાખનાર).
**संतोष** ……………લોભનો સામા વાળીઓ.
**पुरुष** ……………દૂત.
**सेवक** ……………હુજુરી.
**सारथि**……………રથ હુાંકનાર.

### सूचना.

ત્રીજા અંકમાં પાખંડ મતોનું ખંડન કર્યું, અને હુવે આ ચોથા અંકમાં, પાખંડ મતોએ મોકલેલી મહાભૈરવીના ઝપાટામાંથી દવી વિષ્ણુભક્તિ **શ્રદ્ધા** અને **ધર્મ**નું સંરક્ષણ કરશે.

---

## પ્રવેશ ૧ લો.

### મૈત્રી અને શ્રદ્ધા.

**મૈત્રી**—(સ્વગત) **મુદીતા** પાસેથી મેં સાંભળ્યું છે કે પ્રિય સખી **શ્ર**-

દ્ધાને મહાભૈરવી ગળી જતી હતી પણ ભગવતિ વિષ્ણુભક્તિએ તેને એ ભયમાંથી ઉગારી લીધી. એ પ્રિય સખીને હું ક્યાં મળીશ? (આમ તેમ ફરેછે તેવામાં શ્રદ્ધા આવેછે.)

**શ્રદ્ધા**—(સ્વગત) **શિખરિણી છંદ.**

નરોના ભાલોનાં શરિરપર છે કુંડળ ધર્યાં,
ઝરે જાણે વિદ્યુત ઝબકતિ એના નયનમાં;
દિસે એના કેશો અગનિતણી જ્વાળા સમ અતી,
વડા દંતો વચ્ચે જીભડિ લબકારા કરતિતી!
હતો ચ્હેરો વિક્રાળ છળિ મરીએ જોઇ નજરે,
દિઠી એવા રૂપે બહુ બિકથી મ્હા ભૈરવિ અરે;
હજુ તે જાણે આ મુજ નજરની આગળ ફરે,
થઇ એવી ભ્રાન્તિ કદળિ સમ છાતી થરથરે;

**મૈત્રી**—(શ્રદ્ધાને દેખીને મનમાં) અરે! મારી પ્રિય સખી શ્રદ્ધા તો કાંઈ વિચાર કરતી કરતી અને ભયથી ધ્રુજતી આ આવે. જોને હું સન્મુખ ઉભીછું તેને પણ જોતી નથી, માટે હુંજ એને બોલાવું. (પ્રકાશથી શ્રદ્ધાને) વ્હાલી સખી શ્રદ્ધા! તારૂ હૃદય તપી ગયુંછે તેથી શું તું મને નથી દેખતી?

**શ્રદ્ધા**—(જોઇને હાંફતી હાંફતી) અરે મારી પ્રિય સખી મૈત્રી! બેન! હું તો મહાભયંકર મુખની કાળરાત્રી સરખી **ભૈરવીના** મોઢામાં બે દાંત વચ્ચે સપડાઈ ગઇ હતી, તેમાંથી ઉગરી, તે નવે અવતાર આવી, માટે આવ મને ભેટ.

**મૈત્રી**—(ભેટીને) સખી! **મહાભૈરવીને** તો દેવી **વિષ્ણુભક્તિએ** અતિશય ધિક્કારી કાઢીછે, તેમ છતાં તેના ભયથી હજુ પણ તારાં ગાત્ર કંપે છે?

**શ્રદ્ધા**— **શિખરિણી છંદ.**

નરોના ભાલોનાં શરિરપર છે કુંડલ ધર્યાં,
ઝરે જાણે વિદ્યુત ઝબકતિ એના નયનમાં;

દિસે એના કેશો અગનિતણી જ્વાળા સમ અતી,
વડા દંતો વચ્ચે જીભડિ લબકારા કરતિતી?
હતો ચ્હેરો વિકાળ છબિ મરીએ જોઇ નજરે,
દિઠી એવા રૂપે બહુ બિકથી મ્હા ભૈરવિ અરે;
હજુ તે જાણે આ મુજ નજરની આગળ ફરે,
થઇ એવી ભ્રાન્તિ કદળિ સમ છાતી થરથરે;

**મૈત્રી**—અરે! એ ભૈરવી તો મહાભયંકર. વારૂ, એ નિરાશ થએલીયે તને શું કર્યું?

**શ્રદ્ધા**—બાજ પક્ષિની પેઠ તેણે એકદમ અમારા ઉપર આવી ઝડપ નાંખી અને એક હાથે મને અને બીજા હાથે **ધર્મને** પકડી લેતાંકને જેમ ગિધપક્ષી પોતાના નખમાં માંસના લોચા ઉપાડી આકાશમાં ઉડી જાય તેમ આકાશમાં ઉડી ગઇ.

**મૈત્રી**—ધિક્કાર! ધિક્કાર! (મુર્છાંગત થાય છે)

**શ્રદ્ધા**—પ્રિય સખી, હુશીઆરી રાખ, સાવધ થા.

**મૈત્રી**—પછી પછી?

**શ્રદ્ધા**—અમારો દુ:ખ ભરેલો પોકાર સાંભળી દયાળુ દેવી **વિષ્ણુભક્તિએ** મહાક્રોધથી કરડી નજરે **મૈરવિના** સામું જોયું, કે તરતજ જેમ વજ્રના પ્રહારથી પર્વત ઉપરની શિલા ફાટીને પડે, તેમ **મૈરવી** પૃથ્વી ઉપર આવી પડી અને તેના ચુરેચુરા થઇ ગયા.

**મૈત્રી**—ધન્ય ભાગ્ય બેન! આતો જેમ વાઘના મોઢામાંથી હરણી છુટે તેમ તું છુટી, અને જીવતી રહી. વળતી શું થયું?

**શ્રદ્ધા**—પછી દેવી **વિષ્ણુભક્તિએ** એ બાબતનું અભિમાન રાખી કહ્યું કે "પાપી દુષ્ટ, **મહામોહ** મારો પણ તિરસ્કાર કરે છે માટે એ મહામોહને હું હવે જડ મૂળમાંથી ઉખેડી નાખીશ." અને મને આજ્ઞા કરી છે કે, હે શ્રદ્ધા! તું જઇને **વિવેકને** કહે કે **કામ ક્રોધાદિકોને** જીતવાનો ઉદ્યોગ કરો, એટલે તેમાંથી **વૈરાગ્ય** ઉત્પન્ન થશે. હું પણ બરાબર વખતસર **પ્રાણાયામ** આદિથી **તત્ત્વવિચારાદિ** તમારા સૈન્યને સારી ર

મદદ કરીશ અને ઋતંભરાદિ દેવીઓ શાન્ત્યાદિની ચાતુર્યતાની સાહ્યતાવડે ઉપનિષદ્ દેવીનો સંગ કરનાર વિવેકથકી એ અજ્ઞાનજન્ય આવર્ણનો નાશ કરીને પ્રબોધનો ઉદય કરશે. એટલા માટે હું હમણાંજ વિવેકની પાસે જાઉં છું. પણ તું હમણાં શા કામમાં વખત ગાળે છે?

**મૈત્રી**—બેન, દેવી વિષ્ણુભક્તિની આજ્ઞાથી અમે પણ ચારે બેનો વિવેકના જયને અર્થે મહાત્માઓના હૃદયમાં વાસ કરશું. તેઓ સુખીને જોઈ મારૂં (મૈત્રીનું,) દુખીને દેખીને કરુણાનું, પુણ્યશાળીને જોઇને મુદિતાનું* અને કુમતિવાનને જોઇને ઉપેક્ષાનું ધ્યાન કરે છે. જેથીકરી રાગ, દ્વેષ અને લોભાદિકે કરીને દોષિત થએલો અંતરાત્મા નિર્મળ થઇ પ્રસન્નતાને પામે છે. એ રીતે અમે ચારે બેનો વિવેકની ચઢતી કળા થવાના કાર્ય સંબંધમાં અમારો સઘળો કાળ કાઢશું. પણ સખી! મહારાજા વિવેકને તું ક્યાં મળીશ?

**શ્રદ્ધા**—દેવિ વિષ્ણુભક્તિએ મને એમ કહ્યું છે કે, રાઢા નામના દેશામધ્યે ભાગીરથીના તિરે ચક્રતિર્થ નામે અતિ સુંદર તિર્થ છે, ત્યાં મિમાંસા (કર્મ માર્ગનાં શાસ્ત્ર) ઉપર જરાતરા ભાવ હોવાથી જેમ તેમ એનો પ્રાણ ટકી રહ્યો છે. એમ ટગુમગુ થઇને ઉપનિષદ્ દેવીનો સમાગમ કરવા સારૂ તપ કરે છે.

**મૈત્રી**—સખી! ત્યારે તો તું ઝટપટ જઇ પહોંચ. હું પણ જઇને મારા કામમાં તત્પર રહું છું. (બેઉ જણુ જાય છે.)

---

## પ્રવેશ ૨ જો.

### રાજાવિવેક અને પ્રતિહારી (વેદવતી).

**વિવેક**—અરે દુષ્ટ મહામોહ! તેં, આ સર્વ મહાજનોનો નાશ કર્યો. શાન્ત, અનંત મહિમાવાન્, તરંગરહિત અને નિર્મળ ચૈતન્ય

---

* પ્રસન્નતા.

આનંદરૂપ એવા આ બ્રહ્મરૂપી અમૃત સાગરમાં આ પ્રાણીઓ રમી રહ્યા છે, તોપણ તેમાંથી લગાર પણ અમૃત પાન કરતા નથી. એ મુઢજનો આ નિઃસાર મૃગ તૃષ્ણા જળ જેવા સંસાર સાગરમાં ગોથાં ખાઇ ડુબી મરે છે. સંસાર ચક્રમાં ભમાવી નાખનાર એ **महामोह**નું મૂળ **अबोध** છે. તેનું છેદન **तत्त्वबोध**થીજ થશે. કારણ કે, અબોધરૂપી મૂળના આ સંસારરૂપી વૃક્ષને જડ મૂળમાંથી ઉખેડી નાખવાને, ઇશ્વર પ્રસાદથી ઉત્પન્ન થએલા **तत्त्वबोध** વિના બીજો એકે ઉપાય નથી. તત્વવેત્તાઓ પણ કહી ગયા છે કે, પુણ્યવાન મનુષ્યોના મનોરથ સિદ્ધ થવામાં દેવતાઓ પણ સાહ્ય કરે છે. તેમજ દેવી વિષ્ણુભક્તિએ કહી મોકલ્યું છે કે, "કામાદિકોનો પરાજય કરવાનો ઉદ્યોગ કરો, અને હું (વિષ્ણુભક્તિ) તમારા પક્ષમાં રહી તમને સાહ્ય કરીશ." શત્રુઓના પક્ષનો મુખ્ય યુદ્ધો **काम** છે. તેનો પરાજય કરવાને **वस्तुविचार**જ સમર્થ છે. માટે **कामने** જીતવાસારૂ **वस्तुविचार**નીજ યોજના કરૂ. (પ્રતિહારીને) વેદવતી! વસ્તુવિચારને બોલાવ.

**प्रतिहारी**—આજ્ઞા મહારાજ, (એમ કહી વસ્તુવિચારને તેડી લાવેછે.)

**वस्तुविचार**—અરેરે! અવિચારથી સુંદરતાનો ગર્વ ધરનાર દુષ્ટ-કામે આ જગત્‌ને ભમાવી માંચું, અથવા તો દુષ્ટ મહામોહનું પોતાનું૬૪ એ કર્મ છે. અરે! સ્ત્રીજાત, જે મળથીજ ભરેલી છે તેને જોઇ વિદ્વજ્જનો પણ મોહ પામી, હે સુંદરી! હે કમળાક્ષી! હે પુષ્ટનિતંબિ! હે ઘટસ્તનિ! હે ચંદ્રમુખી! એમ લવરી કરી તેનાં વખાણ અને સ્તુતિ ગાઇ તેની સાથે રમણ કરેછે. અરેરે! યથાર્થ વિચાર કરનારા બુદ્ધિમાન પુરૂષોને પણ, સ્ત્રી જાતી માંસયુક્ત હાડપીંજરની, સ્વભાવેજ દુર્ગંધવાળી અને ભુંડા વેશની છે એવું જાણતાં છતાં પણ (અભાગ્ય) વૈરાગ્ય નથી થતો!! એવી એ દુષ્ટ મહામોહની ચેષ્ટા છે.

અને અવિચારી પુરૂષો ઉલટા, કંચન, મોતી અને હીરા આદિના અલંકાર, માથામાં સુગંધી ફુલોની વેણી, કંઠે હાર અને વિવિધ પ્રકારનાં રંગ બેરંગી વસ્ત્રો આદિ બાહારના બીજા પદાર્થોની સુંદરતાના ગુણ તેમાં આરોપે છે, પણ નારી એ અંદરથી અને બાહારથી નર્કનીજ મૂર્ત્તિ છે એમ જાણનારા વિચારવંત પુરૂષો તો નારી નામેજ નર્ક રચાએલું ગણે છે. (આકાશ તરફ જોઇને) અરે, પાપી ચંડાળ કામ! વિના આધારે તું પ્રાણિઓને વ્યાકુળ કરે છે? અલ્યા! તારામાં આતુર થયેલો મૂર્ખ, સ્ત્રીઓને જોઇને એમ ધારે છે કે આ સ્ત્રી મને ચાહે છે, આ સ્ત્રી મને પ્યારથી જુવે છે અને આ સ્ત્રી મને કુચપીડિત-આલિંગન કરવાની ઇચ્છા રાખે છે. પણ અરે મૂઢ, પશુ સરખા! તને કોણ ચાહે છે? અને તને જુવે છે એ કોણ? હાડમાંસનું સ્ત્રીરૂપી જડ પુતળુ. તેનામાં તે જોવાની શી શક્તિ છે, અલ્યા તને શંકા થશે કે સ્ત્રી નથી જોતી ત્યારે કોણ જુવે છે? તો જાણજે કે, એ જોનાર છે તે તો પ્રસિદ્ધ નિરંજન સાક્ષી **आत्मा** છે.

**प्रतीहारि**—(વસ્તુવિચારને) આ રસ્તે પધારો. (એમ કહી બેઉ જણ ચાલે છે). મહારાજા આ બીરાજે, તેમની સમિપ પધારો.

**वस्तुविचार**—(પાસે જઇને) મહારાજાનો જયજયકાર હો. હું આપનો દાસ વસ્તુવિચાર આપના ચરણકમળમાં નમન કરૂં છું.

**विवेक**—ભલે આવ્યા. આ આસન ઉપર બેસો.

**वस्तुविचार**—હું આપનો આજ્ઞાંકિત સેવક હાજર છું. શી આજ્ઞા છે મહારાજ?

**विवेक**—મહામોહની સાથે આપણે રણસંગ્રામ મચાવવાનો છે. તેમાં તે શત્રુપક્ષના મુખ્ય સરદાર કામની સામુ યુદ્ધ કરવાને અમે તમને મુકરર કર્યા છે.

**वस्तुविचार**—મારાં ધન્ય ભાગ્ય કે મહારાજાએ એ કામ માટે મારી યોજના કરી.

**विवेक**—વારૂ ત્યારે તમે કયાં શસ્ત્રવડે કામને જીતી લેશો?

**वस्तुविचार**—હાં: માત્ર પુષ્પનું ધનુષ્ય ધરનાર પાંચ* બાણવાળા કામને જીતવો એમાં તે શસ્ત્રનું શું કામ છે? મહારાજ! શસ્ત્ર વગરજ હું એને એ ઉપાયે જીતી લેઇશ કે, જીવને અંતઃકરણ દ્વારાયે વિષયસ્મરણથી કામાવેશ પ્રકટ થાય છે, માટે વિષય-સ્મરણથી પેહેલાંજ એનું એ દ્વાર હું બંધ કરી મુકીશ અને સ્ત્રીના સ્મરણથી કિંવા દર્શનથી સ્વભાવ ફરે છે માટે સ્ત્રીના સમાગમનું પરિણામજ વિરસ છે, તેમજ સ્ત્રીજાતીનો દેહ મળમૂત્રમય અતિ અપવિત્ર છે એમ વારંવાર વિચારીને **काम**નો સમૂળો નાશ કરી નાંખીશ.

**विवेक**—સાબાશ! ધન્ય છે!

**वस्तुविचार**—વળી, મોટી નદિઓ, પર્વત ઉપરથી પડતા અનેક ઝરાઓના ઘસારાથી લીસી થઇ રહેલી શિલાઓ અને ઘાડી ઝાડીનું વન, એ જ્યાં આવી રહ્યાં છે; એવી રમણીય તપોભૂમિમાં નિવાસ કરીને વ્યાસજીની શાન્તિકારક અમૃતવાણી વિચારીએ, અને સત્સંગનું સેવન કરીયે, ત્યાં પછી હાડ, માંસ અને રૂધિરની ભરેલી સ્ત્રીઓ હોયજ કયાંથી? અને કામ પણ કયાંથી હોય! **स्त्री** નામે કામનું જે મુખ્ય હથીયાર છે તે જીતી લીધું, એટલે પછી બિચારા ચંદ્ર, ચંદન, ચાંદની રાત્રિ, ભ્રમર જેમાં ગુંજાર કરી રહ્યા હોય એવી વિલાસ કરવાની વાડીઓ, વસંતઋતુ, મંદ મેઘગર્જનાના દિવસો, કદમની સુગંધયુક્તના મંદ મંદ વાયુ અને શૃંગાર એ આદિ તેના સહાયકારોના ઉદ્યમ વ્યર્થ જઇ તેઓ તો સહજમાં જીતાઇને નાશ પામશે. માટે મહારાજ! હવે વાર ન કરવી. આપ આજ્ઞા કરો કે તરત, જેમ અર્જુને કૌરવી સેનાનો નાશ કરી નાંખી જયદ્રથને હણ્યો, તેમ હું મારા ઉપર વર્ણવેલા વિચારોરૂપી શસ્ત્રોથી શત્રુના સૈન્યનો નાશ કરીને કામને મારી નાખું.

* કમળ, અશોકનાં ફુલ, આંબાનો મોર, મોગરો, લીલુ કમળ.

**विवेक**—વાહવા! ધન્ય છે. જાઓ કરો તૈયારી.

**वस्तुविचार**—જેવી મહારાજની આજ્ઞા. (નમન કરી જાય છે.)

**विवेक**—વેદવતિ! ક્રોધને જીતવાને માટે ક્ષમાને બોલાવી લાવ!

**प्रतीहारि**—વારૂ મહારાજ. (ક્ષમાને તેડીને આવે છે.)

**क्षमा**—નિર્મળ અને શાન્ત એવા સમુદ્ર સરખા ગંભીર મનના વિવેકી ધીર વીરો, ક્રોધાવેશથી ભ્રકુટી ચઢાવી સાયંકાળના સૂર્ય સરખાં લાલ ચોળ થયાં છે નેત્ર જેનાં એવા ભયંકર ક્રોધી પુરૂષોનાં નિંદાનાં વચનો સહન કરે છે. (પોતાની પ્રશંસા કરતી કરતી) આહાહા! વાણીને શ્રમ પડતો નથી, ચિત્તને સંતાપ થતો નથી, શરીરે પીડા થતી નથી, કશો અનર્થ થતો નથી, અને હું ક્રોધને જીતી લેઉં છું, એવી ક્રોધને જીતવામાં હું એકજ સમર્થ છું.

**प्रतीहारि**—પ્રિય સખી! મહારાજ આ બીરાજે. સમિપ જાઓ.

**क्षमा**—મહારાજનો જય થાઓ, હું આપની દાસી ક્ષમા, સાષ્ટાંગ પ્રણામ કરૂં છું.

**विवेक**—આવો ક્ષમા, બેસો.

**क्षमा**—આજ્ઞા કરો, પ્રભુ! દાસીને કેમ બોલાવવી પડી?

**विवेक**—આ યુદ્ધમાં દુષ્ટ ક્રોધને તમારે જીતવો.

**क्षमा**—આપના અનુગ્રહથી **महामोह**ને પોતાને પણ જીતવાને હું શક્તિમાન છું તો ક્રોધ તો બીચારો એનો ચાકર, તે તે શા લેખામાં! અરે મહારાજ! વેદપાઠ, દેવયજ્ઞ, પિતૃયજ્ઞ, તપશ્ચર્યા અને નિત્ય નૈમિત્તિક કર્મમાં વગર કારણે બાધ કરનારા અને આંખોમાંથી અગ્નિ વરસાવતા એ ક્રોધને હું જેમ દુર્ગાદેવીએ મહિષાસુરને હણ્યો તેમ હણીશ.

**विवेक**—ક્રોધને જીતવાના તારા ઉપાય મને કહી તો સંભળાવ.

**क्षमा**—ઠીક ત્યારે, સાંભળો મહારાજ.

(તમે નંદજી ગોકુળ સંચરોરે—એ રાગ.)

હરે તમે વિવેક રાજા સાંભળોરે, જીતવા ક્રોધ કહું ઉપાય જો,
ક્રોધી ક્રોધ ચઢાવી જો ખિજેરે, હસ્તે મુખડે રહું સદાય જો—હરે.

ક્રોપે ક્રોધાવેશે બહુ કદીરે, માગું કર જોડીને માફ જો;
અનુગ્રહ કરો કહુંછું આ સમેરે, મુજને ક્ષમા કરો કહું આપજો—હરે.
મુખથી ગાળો દે જો મુજનેરે, મનમાં માનું આશિર્વાદ જો;
મારે માર કદી જો કોઈ મનેરે, તો ધારૂં ધોવાયાં પાપજો—હરે.

અને મન જેનું વશ નથી એવા આ (ક્રોધી) પ્રાણીને મહા મુશ્કેલીથી મટે એવી આ આપત્તિ દૈવયોગે પ્રાપ્ત થયેલી છે. એમ વિચારનારા અને દયારૂપી રસે કરીને જેનાં મન પલળેલાંછે એવા પુરૂષોના આગળ ક્રોધનો ઉદય થાયજ કયાંથી?

**विवेक**—સાબાશ, ક્ષમા સાબાશ!

**क्षमा**—હે પ્રભુ! **क्रोध**ને જીતી લીધો એટલે **हिंसा**, **पारुष्य***, **मान** અને **मत्सर** આદિ પણ જીતાઈ જવાનાજ.

**विवेक**—ત્યારે બહુ સારૂ, જાઓ, ક્રોધને જીતી લેવાની તૈયારી કરો.

**क्षमा**—જેમ મહારાજની આજ્ઞા. (જાય છે.)

**विवेक**—પ્રતીહારિ! **लोभ**ને જીતી લેવા માટે **संतोष**ને બોલાવી લાવ.

**प्रतीहारि**—આજ્ઞા મહારાજ, જાઉંછું. (તેડીને આવે છે.)

**संतोष**—(વિચારી, દયા લાવીને) વનની માંહે ખાવાને માટે અનેક જાતના વૃક્ષોનાં જોઇએ તેવાં ફળો, પીવાને માટે નિર્મળ, શીતળ, મીઠાં અને ગંગાજળ સરખાં જળ અને સુવાને માટે વૃક્ષોનાં કોમળ પાંદડાની શૈય્યા, એ બધું જ્યારે જોઇએ ત્યારે વિનાશ્રમે જોઇએ એટલું મળી શકે છે. તેમ છતાં પણ લોભને વળગી રહેલા દીન પુરૂષો ધનવાનોની આગળ ભીખ માગતા ફરે છે અને ધનવાનોથી થતા અપમાનના સંતાપને સહન કરે છે એ નવાઇ જેવું છે! અરે મૂર્ખ **लोभ**! ધનરૂપી મૃગજળ પીવાને તું તો તૈયારનો તૈયારજ છે. પણ અલ્યા! તેં ધન સંપાદન કરવાને અનેક ફાંફાં માર્યાં તે સઘળાં વ્યર્થ ગયાં, તોપણ તારી આશાનો છેડો ન આવ્યો અને તારૂં મન પીગળ્યું નહીં માટે તારૂ હૃદયજ વજ્ર સરખું છે.

---

* કઠોર વચન.

અલ્યા! આ તારૂં લોભાંધપણાનું કૃત્ય ચિત્તને ચમત્કાર ઉપજાવેછે.

**भोजा भगतना चाबखानो राग.**

લોભીયા લાલચમાં લપટાયોરે, ધન ધન કરતાં નહીં ધરાયો.-ટેક.
મળવાનું તે મળ્યું તને તો, વળી અધિકને ધાયો;
આટલુ ધન મેં આજ મેળવીયું, આટલુ સર્વ કમાયોરે. લો. ૧
દિન દિન પ્રત્યે અધિક કમાણી, કરિ કરશું ખૂબ માયો†;
ધનના ધ્યાનમાં એમ એ મૂરખ, અધિક અધિક તણાયોરે. લો. ૨
પણરે મુઢ તું જાણે નહી જે, લોભઅંધકારે સપડાયો,
આશા ડાકણ તને ભક્ષણ કરશે, જઇશ ત્યાં જરૂર મરાયોરે. લો. ૩

અરે મૂર્ખ! મહાકષ્ટ વેઠી સંપાદન કરેલા દ્રવ્યનો થોડે થોડે, કાં એકીવારે નાશ થએથી તને બેઉ પ્રકારે ધનનો વિયોગ થવાનો. ત્યારે કહે કે સંપાદન કરેલા દ્રવ્યનો નાશ થાય તે ઠીક? કે તે સંપાદનજ ન કરવું એ ઠીક? મહાશ્રમે કરીને સંપાદન કરેલું ધન જતું રેહેવાથી મહાદુઃખ થાય છે પણ મૂળે તે સંપાદનજ ન કર્યું હોય તો પછી એ પીડા ખમવી પડતી નથી, અને અલ્યા!

(કર પ્રભૂ સંગાથે દૃઢ પ્રિતડીરે—એ રાગ.)

મૂર્ખ ચેતને એ તારે મસ્તકેરે,
ભમિ રહ્યું છે મરણજ ભાઇ, સંતોષાબ્ધિમાં નાહીને સુખી થવુંરે.
વૃદ્ધાવસ્થા ભયંકર સર્પણીરે, ગળી જાયે તને એ ગમાર. સં.
સૂત દારાદિ સગાં સહુ તાહરાંરે, ફોલી ખાયે તને ગીધપેર, સં.
આખા જગની દશા એ જાણવીરે, માટે કહુછું હું કર્ત્તવ્ય એહ. સં.
અજ્ઞાને ભરેલ લોભ મેલનેરે, ધોઇ જ્ઞાનામૃત જળથી એ જન. સં.

**प्रतीहारि**—મહારાજ આ બીરાજે. તેમની સમિપ પધારો.

**संतोष**—(પાસે જઇ) મહારાજાનો જયજયકાર થાઓ. હે પ્રભુ! હું સંતોષ આપને નમસ્કાર કરૂં છું.

**विवेक**—આવો સંતોષ, અહીં બેસો.

**संतोष**—(આદરથી બેશીને) મહારાજા! દાસને આજ્ઞા કરો.

† ધન સંચય.

**विवेक**—તમારૂં પરાક્રમીપણું મારૂં જાણેલુંજ છે. માટે લોભને જીતવા સારૂ વારાણસી પ્રત્યે તમે ચઢી જાઓ.

**संतोष**—જેવી દેવની આજ્ઞા. મહારાજ!

**शार्दूलविक्रीडित छंद.**

જેને મૂખ બહૂ હતાં વળીં અરે ત્રૈલોક્ય જે ઝીતિયો,
દેવો બ્રાહ્મણ મારીં બંધ કરીં જે વૃધ્ધી અતી પામિયો,
એવા રાવણને દુરાગ્રહુથકી, રામે હણ્યો જેમરે,
છે એ લોભ અધર્મિ રાવણ સમો તેને હણું તેમરે.

(તે જાય છે અને તે પછી મર્યાદા ભરેલો એક પુરૂષ આવીને.)

**पुरुष**—મહારાજ! વિજય કરવા માટે ચઢી જવાની સઘળી માંગળીક તૈયારી સંપૂર્ણ છે અને સ્વારી ઉપડવાને જોશી બાવાએ આપેલા મુહૂર્તનો સમય પણ થવા આવ્યો છે.

**विवेक**—બહુ સારૂં, એમ હોય તો સેનાપતિને કહો કે સેનાને ચાલતી કરે.

**पुरुष**—જેવી મહારાજાની અજ્ઞા. (જાય છે.)

(નેપથ્યમાં)

**रोळावृत्त.**

ગંડસ્થળ મદ ગંધ ગ્રહે ભમરા વળગીને,
એવા હસ્તી મસ્ત સ્વારિમાં સજ્જ કરીને,
સારા સાજ સજેલ, વાયુ વેગી તોખારો,
રથ જોડી રણધીર રથોને ઝટ હંકારો,
સકળ પાયદળ સઘ, ઝળકતા ભાલાવાળું;
નીલ કમળની પંક્તિ, સમૂ ઝટ કરજો ચાલૂ,
હયદળ સઘળું હાથ, ખડગ ઝગમગતાં ધારી;
એમ સજી સૌ સૈન્ય, ચલાવો સત્વર સ્વારી.

**विवेक**—ત્યારે ચાલો, હવે આપણે પણ માંગળીક કરીને ઉપડીએ. (પારિપાર્શ્વકને) સારથીને કેહે કે સંગ્રામનો રથ સજ કરી જોડી લાવે.

**पारिपार्श्वक**—બહુ સારૂ મહારાજ. (જાય છે ને રથ લઇ આવે છે.)

**सारथी**—પ્રભુ! રથ તૈયાર છે. બિરાજો.

(વિવેક મંગળ ક્રિયા કરી રથમાં બેસે છે).

**सारथी**—(રથનો વેગ બતાવીને) આયુષ્માન્! જુવો, જુવો! ઘોડા તો જાણે રથને લઇને આકાશમાર્ગે ચાલ્યા જાય છે. ઘોડાઓની ખરી પણ જમીનને અડી ન અડી એમ વેગથી રથ ચાલે છે; તેથી સમુદ્ર મંથનથી થતા અવાજ સરખો આ શબ્દ થાય છે અને ધૂળ ઉડી રહી છે તેથીજ રથની ગતિ જણાય છે. જુઓ! ત્રિલોકને પાવન કરનારી કાશીનગરી આ નજીક નજરે પડે છે, મોટી હવેલીઓની છોબંધ ટોચો ચંદ્રકાંતી સરખી શોભિત દેખાય છે અને ધારાયંત્રમાંથી પડતી જળધારાઓનાં શબ્દ સંભળાય છે, ચિત્રવિચિત્ર અનેક ઉંચી ધજાઓ, શરદઋતુના મેઘમાં થતા વિજળીના ઝળકારા સરખી શોભે છે. જુવો જુવો! પુષ્પની કળીઓ ઉપર ભ્રમરો ગુંજાર કરી રહ્યા છે અને ખીલતાં પુષ્પોમાંથી જાણે રસની વૃષ્ટિ થાય છે, પુષ્પોની સુગંધી બેહેકી રહી છે અને મોટાં મોટાં વૃક્ષોથી ઘન છાયા થઇ રહી છે; એવી કાશીનગરીની બાગબગીચાની જમીન હવે છેક પાસે આવી. જ્યાંનો વાયુ પણ પાશુપતિઓના સરખો તપસ્વી જણાય છે. કારણ કે તે પણ;—

**गीति**

ભિજાઇ ગંગાજળથી, પુષ્પ સમૂહે શ્વેત બનીને એ,<br>
ખરતાં પુષ્પે જાણે, પૂજન શિવજી તણું કરે છે. તે. ૧<br>
ભ્રમર નાદના ગાને, કરતા હોયની સ્તુતિ ખરે જાણે!<br>
વૃક્ષ લતારૂપ કરથી, નૃત્ય કરે છે જાણે આ ટાંણે. ૨

**विवेक**—(આનંદથી જોઇને) આહા! અંતરના અજ્ઞાનને ટાળીને સ્વપ્રકાશ આનંદને પ્રકટ કરનારી અને મહાદેવની નિવાસ ભૂમી એવી આ કાશીનગરી ચિત્તને આકર્ષણ કરે છે. અને બ્રહ્મ વિદ્યા સમાન મોક્ષના કારણરૂપ એવી આ કાશી, જેની આસ

પાસ આ જાન્હવી ચંદ્રકોરની પેઠ વિંટાયલી છે તે જાણે પૃથ્વી-એ મોતીનો હાર ધારણ કર્યો હોયની તેની પેઠ શોભે છે! અને આ ગંગા જાણે ફીણના પરપોટાએ કરીને, વાંકી એવી ચંદ્રની કળાને હસતી હોયની એમ દેખાય છે.

**सारथी**—(ફરીને) મહારાજ! જુવો! આ ગંગાના કિનારાને શોભાવનાર આદિ કેશવવિષ્ણુનું મંદિર.

**विवेक**—(સાનંદાશ્ચર્યથી) અરે! ક્ષેત્રમહાત્મ્ય જાણનારા પુરાણીઓએ આ દેવને તો આ ક્ષેત્રના મુખ્ય દેવતા કહેલા છે અને આ ઠેકાણે શિવભક્તો દેહ ત્યાગ કરી પરમપદને પામે છે.

**सारथी**—અરે મહારાજ! જુવો! જુવો! પેલા **काम**, **क्रोध** અને **लोभा**દિ આપણને દેખતાંવાંતજ નાસાનાસ કરી રહ્યા છે.

**विवेक**—હા. ચાલો ત્યારે મનવાંચ્છિત કાર્યસિદ્ધિ માટે ભગવાન આદિ દેવને નમસ્કાર કરીએ. (રથમાંથી ઉતરી મંદિરમાં જઇ દેવની સામે ઉભા રહીને) જય જય ભગવાન.

(वसंततिलकावृत्तम्.)

દેવો તણા સમુહનો પ્રભુ સર્વ સેના,
સેવે મુકુટમણિપંક્તિથી ચર્ણ જેના;
શોભાયમાન નખ તેજ પતંગિઆથી,
સુવર્ણ આસન દિસેછ વિવિધ્ધ રંગી. ૧
લાગેલ દ્વૈત તણીંભ્રાંતિ પરંપરાથી,
ખેદ સહિત તમને નમતા જનોની;
સંસાર રૂપી નિદરા* હણનાર શૂરા,
નિપુણ એકજ તમે ભગવાન પૂરા. ૨
ઉધ્ધાર ઇશ ભુમિનો કરવા પ્રસંગે,
જેમાં ઘણા ગિરિવરાદિ ટિચાયલા છે;
એવીજ દાઢ અણિએ ગિરિ ગંજ દીપે,
એવા પ્રભૂ કરૂ હું દાસ પ્રણામ પ્રિત્યે. ૩

* નિદ્રા.

ક્રમથી ત્રણે લોકને વ્યાપી જનારા, અતિબલવાન્ ભુજના બલ-વડે ગોવર્ધન પર્વતરૂપી છત્ર ધરી, પ્રચંડ અને પ્રલયકાલના અકાલ-મેઘની અતિવૃષ્ટિને જેણે રોકેલી છે અને ભય પામતાં ગોકુલની રક્ષા કરીને સર્વ જગત્‌ને આશ્ચર્યયુક્ત જેણે કર્યું છે એવા, (હેકૃષ્ણ) હે પ્રભુ! દેવતાઓના શત્રુ અસુરોની સ્ત્રિયોના સમૂહના સેંથાને વિષે પુરેલા સિંદુરરૂપી સંધ્યાકાળના કિરણોની કાન્તિનું નિવારણ કરનાર "તેજ" ના અધિપતિ એવા હે પરમેશ્વર! ભય પામેલા હિરણ્ય-કશિપુની છાતી ફાડવામાં સમર્થ એવા તેજસ્વી નખોની પંક્તિવાળા બે હાથથી નીચે પ્રવાહ ચાલી વિસ્તાર પામેલા રૂધિરના સમુદ્રમાં જેણે ત્રૈલોક્ય ડુબાડી દીધું છે એવા, શત્રુ કૈટભાસુરના પુષ્ટ કંઠનાં હાડકાના જથામાં સારીપેઠે શોધાએલાં પ્રસિદ્ધ સુદર્શનચક્રના પ્રકાશમાન જ્યોતિવડે શોભાયમાન, તેજસ્વી અને મહાપરાક્રમી જેના ચાર હાથ છે એવા, (હે ચતુર્ભુજ!) મહાદેવ જેને પ્રિય છે એવા, અત્યંત બળવાન ભુજદંડવડે ફેરવેલા મંદરાચળ પર્વતે કરીને મંથ-ન કરી નાંખેલા ક્ષિરસમુદ્રમાંથી નીકળેલાં લક્ષ્મીજીના ભુજરૂપી લતાના આલિંગને કરીને દબાએલા પીનકુચની મધ્યમાં આવી રહેલી જે પત્રલેખા તેણેકરીને જેનું ઉરૂસ્થળ લાંચ્છિત છે એવા, હે વિષ્ણુ! મોટાં મોતીના હારથી પ્રકટ થતા પ્રકાશવડે જેનો કંઠ શોભી રહ્યો છે એવા, હે પરમાત્મા! ભક્તજનને સંસારમોહનો નાશ કર-નાર પ્રબોધોદય આપો. હે દેવ હું આપને નમસ્કાર કરૂંછું.

(ત્યાંથી નીકળી આસપાસ જોઇને) આ સ્થાનક ઉતારો કરવા યો-ગ્ય છે માટે અહીંજ છાવણી નાંખીએ. (એમ કહી જાય છે.)

---

# अंक ५ मो.

## પાત્રો.

श्रद्धा ........ શાન્તિની મા.
विष्णुभक्ति.... વિવેકને સહાય કરનાર પાત્ર (ઇશ્વરભજન.)
शान्ति ........ શ્રદ્ધાની પુત્રી.
मन ............ મહામોહ અને વિવેકાદિનો પિતા. (ચિત્ત).
संकल्प......... મનનો પ્રધાન.
सरस्वती .... દેવી, વિષ્ણુભક્તિની સખી, પ્રબોધના ઉદયમાં સહાયક
वैराग्य ........ પ્રબોધોદય કરવામાં વિવેકનો સહાયક.

## सूचना.

ચોથા અંકમાં વિવેકના ઉદ્યમનું વર્ણન કર્યું. હવે આ પાંચમા અંકમાં વૈરાગ્યની ઉત્પત્તિનું વર્ણન થશે.

---

## પ્રવેશ ૧ લો.

### श्रद्धा (सात्त्विकी)

श्रद्धा.—(વિચાર કરીને) અહો! તોફાની પવનથી મોટાં મોટાં વૃક્ષો પરસ્પર ઘસાઇ તેમાંથી પેદા થયેલો અગ્નિ જેમ આખા વનને બાળી નાંખેછે તેમ વૈરથી ઉત્પન્ન થએલો ક્રોધાગ્નિ જ્ઞાતિસહિત આખા કૂલને બાળી તેનો નાશ કરી નાખેછે, એ રીત તો જગત્ પ્રસિદ્ધજ છે. (રડીને) અરેરે! ભાન્ડુના મરણથી થએલો શોકાગ્નિ ઘણોજ ભયંકર અને શાન્ત ન પમાડી શકાય તેવોછે. વિવેકરૂપી સેંકડો મેઘના જળથી પણ તે ટાઢો પડતો નથી. સમુદ્ર, પૃથ્વી, પર્વતો અને નદિયો જે સ્થિર છે તેનો પણ કાળેકરીને નાશ થાયછે ત્યારે ઘાસના તુટેલા તરખલા સરખા આ તુચ્છ પ્રાણિયોનો મૃત્યુથી નાશ થવાનો તેની તો વાતજ શી કરવી! આટલું છે તોપણ અત્યંત અસહ્ય અને વર્ણન ન થઇ

શકે એવો વિવેકનો નાશ કરનાર અને ભાઈઓના મરણથી પેદા થએલો શોકાગ્નિ, હૃદયને બાળી મૂકેછે. કામ ક્રોધાદિ ભાઇઓનાં હવે નામ માત્ર રહ્યાં. તેઓ મહાક્રૂર સ્વભાવના હતા તોપણ તેમના મરણથી થએલો પ્રબળ શોકાગ્નિ મારાં મર્મસ્થાન ભેદી નાંખેછે, મારૂં શરીર સોશી લેછે, અને મારા હૃદયને બાળી નાંખેછે. (વિચાર કરીને) દેવી વિષ્ણુભક્તિયે મને આજ્ઞા કરેલી છે કે, "અહીં હિંસામય યુદ્ધ થશે તે જોવાની મારી મરજી નથી માટે વારાણસી મૂકીને હું શાલિગ્રામ નામના ભગવત્ક્ષેત્ર (ચક્રતીર્થ) માં જઇને થોડો વખત રહીશ. તું ત્યાં આવીને સર્વ વર્તમાન મને કહેજે." માટે હવે હું યુદ્ધની સર્વ હકિગત દેવી વિષ્ણુભક્તિને નિવેદન કરવા જાઉ. (ફરીને જોઇને) ઓહો! આજ ચક્રતીર્થ ! જ્યાં સંસારસાગરને તારનાર નૌકાના અધિપતિ (માલમ) સાક્ષાત્ શ્રીહરિ આપોઆપ બિરાજે છે. (નમસ્કાર કરીને) મહામુનિયો જેની ઉપાસના કરે છે એવાં આ દેવી વિષ્ણુભક્તિ શાન્તિની સાથે કાંઈક વિચાર કરતાં જણાય છે. ચાલ પાસે તો જાઉ. (જાય છે.)

---

## પ્રવેશ ૨ જો.

### શ્રદ્ધા, વિષ્ણુભક્તિ અને શાન્તિ.

**શાન્તિ**—દેવિ ! તમે અતિશય ચિંતાતુર કેમ દેખાઓ છો ?

**વિષ્ણુભક્તિ**—પુત્રિ, બળવાન્ મહામોહથી તિરસ્કાર પામેલા વિવેકની આ મહારણસંગ્રામમાં કોણ જાણે શી દશા થઇ હશે તેની મને કાંઇ ખબર નથી. તેથીજ મારૂં ચિત્ત ચિંતાતુર છે.

**શાન્તિ**—એમાં ચિંતા કરવા જેવું કાંઈ નથી. મારી તો ખાતરી છે કે આપની પૂર્ણ કૃપાથી રાજા વિવેકનો જય થયો હશેજ.

**વિષ્ણુભક્તિ**—બેન, રાજા વિવેક ધર્મપક્ષપાતી છે તેથી તેનો જય થયો હશે એમ ધારી શકાય છે પણ હિતેચ્છુના મનમાં શંકા થયા

કરે એ સ્વાભાવિક છે. તેમાં વળી શ્રદ્ધા હજુ સુધી આવી નહિ તેથી મનમાં વધારે સંદેહ ઉત્પન્ન થયા કરે છે.

**श्रद्धा**—(પાસે આવીને) ભગવતિ! હું આપને પ્રણામ કરૂં છું.

**विष्णुभक्ति**—અહો શ્રદ્ધા, ભલી આવી પ્હોંચી!

**श्रद्धा**—આપની કૃપાથી.

**शान्ति**—(ઘણા કાળના વિયોગે પાછો મેળાપ થવાથી અતિ આનંદે) ઓ માતાજી, હું તમને દંડવત્પ્રણામ કરૂં છું.

**श्रद्धा**—આવ પુત્રિ, મને મળ. (શાન્તિ ભેટેછે) દીકરી! દેવી વિષ્ણુભકિતની કૃપાથી મુનિજનોના ચિત્તસ્થાનને પામ.

**विष्णुभक्ति**—વારૂ ત્યાં શું થયું તે તો કહે?

**श्रद्धा**—આપનાથી વિરૂદ્ધપણે વર્તનારાઓને જે યોગ્ય હતું તે થયું.

**विष्णुभक्ति**—તેની સવિસ્તર હકિકત મને કહે.

**श्रद्धा**—ત્યારે સાંભળો. આદિકેશવના મંદિરથી આપના પધારવા પછી સૂર્યોદય થતાંજ વિજયઘોશના ગડગડાટ સંભળાયા અને અનેક શૂરવીર યોદ્ધાઓના સિંહનાદ થવા લાગ્યા, તેથી દશેદિશા બેહેરી થઇ ગઇ. ચાલતા રથ તથા ઘોડાઓના ડાબલાના ઘસારાથી ખોદાતી જતી પૃથ્વીઉપર એટલી તો ધૂળ ઉડી રહી કે તમામ સૂર્યમંડળ ઢંકાઇ ગયું. મસ્ત હાથીઓના કાનના ફડફડાટથી તેઓના કુંભસ્થળમાં લગાડેલું સિંદુર ઉડીને દિશાએ તો જાણે સંધ્યાકાળ ખીલી હોયની તેના સરખી લાલ થઇ ગઇ, અને પ્રલયકાલના મેઘસરખો, શત્રુઓની તથા આપણી સેનારૂપી સમુદ્ર બની રહ્યો. તે પ્રસંગે રાજા વિવેકે મહામોહ પાસે ન્યાયશાસ્ત્રને દૂત દાખલ મોકલી કહાવ્યું કેઃ—

### शार्दूलविक्रीडित.

વિષ્ણુસ્થાન પવિત્ર તીર નદિનાં ને શુદ્ધ સર્વે વનો,<br>
પુણ્યાત્મા પુરૂષો તણાં હૃદય, એ સર્વે કહ્યા સ્થાનકો;<br>
તેઓને તજી કામ ક્રોધ વિગરે સૌને લઇ મોહ તું,<br>
મ્લેચ્છોની ભૂમિ મધ્ય વાસ વસ જા આ સ્થાનને છોડ તું.

આશા જો નહિ માન એ અમતણી તો તાતિ તર્વારથી,
તારા અંગતણાં થઈજ કટકા વ્હેતી રૂધિર્ધારથી—
શિઆળો મુખ લાલ લાલ કરશે રૂધિર પીને નકી,
માટે આ હુકમો લઇ શિરપરે ભાગો અહીંયાં થકી.

**विष्णुभक्ति**—પછી શું થયું?

**श्रद्धा**—દેવિ! પછી તો મહામોહ મહાક્રોધાયમાન થઈ ભૃકુટી ચઢાવી બોલ્યો કે, આ દુષ્ટતાનાં ફળ, મરવાને ભુંઇ સુંઘતા એ વિવેકને હું સારીપેઠે ચખાડીશ, એમ કહી બૌદ્ધ, ચાર્વાક, યોગાચાર, જૈન અને કાપાલિક આદિ પાખંડ સિદ્ધાંતોને પાખંડશાસ્ત્રો સજાવીને પ્રથમ યુદ્ધમાં મોકલ્યા, કે તરત આપણા સૈન્યને મોખરે, વેદ,[1] ઉપવેદ,[2] અંગો,[3] પુરાણો,[4] ધર્મશાસ્ત્રો,[5] અને ઇતિહાસાદિક[6] થકી શોભતાં, હાથમાં કમળ ધારણ કરેલું છે એવાં ચંદ્રકાન્તિ સરખાં પ્રકાશમાન સાક્ષાત્ સરસ્વતી અકસ્માત્ આવી ઉભાં.

**विष्णुभक्ति**—પછી?

**श्रद्धा**—પછી વૈષ્ણવ, શૈવ, સૌરાદિશાસ્ત્રો સરસ્વતીની સહાયમાં સમિપ આવી ઉભાં.

**विष्णुभक्ति**—તે પછી?

**श्रद्धा**—દેવિ! પછી તો સાંખ્ય, કણાંદશાસ્ત્ર અને મહાભાષ્ય ઇત્યાદિ શાસ્ત્રો જેની ચારે બાજુ વિંટાઇ વળ્યાં છે એવી, ન્યાયરૂપી સહસ્ર હાથથી વૈદિકકર્મ અને બ્રહ્મબોધના માર્ગોને પ્રકટ કરતી, ધર્મરૂપી ચંદ્રના સરખા મુખવાળી, અને ત્રણ વેદરૂપી જેને નેત્રો છે એવી **मिमांसा** જાણે સાક્ષાત્ દેવી કાત્યાયનીજ હોય નહિ તેના

---

૧ ઋક, યજુર્, સામ, અથર્વ. ૨ આયુર્વેદ, ધનુર્વેદ, ગાંધર્વવેદ અને અર્થશાસ્ત્ર. ૩ શિક્ષાકલ્પ, વ્યાકરણ, નિરૂક્ત, છંદ અને જ્યોતિષ. ૪ અઢાર પુરાણ. ૫ મનુ, યાજ્ઞવલ્કય, આપસ્તંખ, દક્ષ, અત્રિ, ઉશના, સંવત, પારાશર, ગોતમ, વિષ્ણુ, અંગિરા, કાત્યાયન, વ્યાસ, શાતાતપ, હારિત, યમ, શંખ, વસિષ્ટ, એ સ્મૃતિઓ તેમજ ભૃગુ, ગાર્ગ્ય આદિ ૧૮ ઉપસ્મૃતિઓ. ૬ ભારતાદિ.

સરખાં શત્રુઓની સામે યુદ્ધ કરવાને સરસ્વતીની સમિપ રણ-
માં આવી ઉભાં.

**शान्ति**—અરે સ્વભાવથીજ એક બીજાનો દ્વેષ કરનારાં, એ વેદ અને
ન્યાયશાસ્ત્રો એક કેમ થઈ ગયાં?

## गीति.

**श्रद्धा**— યદ્યપિ એક કુટુંબી, વઢે પરસ્પર વેર કરી તોય;
અન્ય સતાવા આવે, ત્યારે તેઓ એકરૂપ હોય.

તેમ વેદમાંથી ઉત્પન્ન થએલાં એ બધાંને પરસ્પર વિરોધ છે
ખરો, પણ વેદના રક્ષણાર્થે નાસ્તિકપક્ષનો નાશ કરવાને સમયે
તો એ સર્વ એક મતજ છે. વેદના વાકયના તત્વનો વિચાર
કરતાં તેમાં પરસ્પર કાંઇ પણ વિરોધ નથી. કેમકે શાંત[1] અનંત[2]
અદ્વૈત[3] અને અજન્મા[4] બ્રહ્મજ્યોતિને, ગુણોની ઉપાધિથી શાસ્ત્રો
જૂદા જૂદા પ્રકારે એટલે સત્વગુણવડે બ્રહ્મા, રજોગુણવડે વિષ્ણુ
અને તમોગુણવડે મહાદેવ રૂપે વર્ણવે છે. પણ બ્રહ્મજ્યોતિ
જેમાં મુખ્યછે એવાં નાનાપ્રકારના માર્ગમાં પ્રવર્ત થયેલાં શાસ્ત્રો,
જેમ જળના અનેક પ્રવાહો સમુદ્રમાં મળેછે તેમ જગતના ઇશ્વર-
પરમાત્મામાં મળેછે. અર્થાત્ એ સવળાં પરિણામે એક પરમા-
ત્માને વર્ણવે છે.

**विष्णुभक्ति**—પછી શું થયું?

**श्रद्धा**—દેવિ! પછી તો—

## रोळावृत्त.

હાથી ઘોડા રથો પાયદળપર બહુ બાણે,
વૃષ્ટિ નિરંતર થઇ એલિસમ બનીયું જાણે;
સૈન્ય પરસ્પરમાંય કડાભિડ યુદ્ધ મચ્યું જ્યાં,
વ્હેવા લાગી નદી રૂધિરરૂપી જળની ત્યાં.

---

૧ રાગ દ્વેષાદિક દુર્ગુણોથી રહિત. ૨ દેશ, કાળ અને વસ્તુ એ ત્રણ પરિ-
ચ્છેદ રહિત. ૩ છ વિકાર રહિત. ૪ જન્મરહિત.

માંસરૂપ ઘટ કીચ જામિઓ ઝાંઝો જ્યાંહી,
સમળા શોણિત પિયે તૃપ્ત થાવાને ત્યાંહી;
બાણે ઘાયલ થઈ પડ્યા ગજગિરિયો એમાં,
ભગ્ન છત્રના ભાગ તરંતા હંસો જેમાં.

એ મહાદારૂણ યુદ્ધમાં ઉચ્ચ નીચ પક્ષના વિરોધથી સર્વ પાખંડશાસ્ત્રોએ ચાર્વાકશાસ્ત્રને મોખરે કર્યું. પણ તે તો યુદ્ધની ગર્દીમાં પેહેલેજ તડાકે દળાઇ ગયું. પછી મૂળ વગરનાં પાખંડ-શાસ્ત્રો, વેદપ્રમાણ ઉત્તમ શાસ્ત્રોના સૈન્યરૂપી સાગરના મોજા-ઓમાં તણાઇજ ગયાં. સૌગતશાસ્ત્રો તો સિંધુ,[1] ગાંધાર,[2] મગધ,[3] આંધ્ર, હુણ,[4] વંગ[5] અને કલિંગ[6] આદિ મ્લેચ્છદેશોમાં જઈ ભરાયાં. પાખંડ, દિગંબર, અને કાપાલિક આદિ તો બીચારા, પાંચાળ, માળવા, આભિરાવર્ત્ત,[7] સાગર[8] અને અનુપપ્રાંત[9] કે જેમાં નીચ માણસો વસે છે ત્યાં ભાગી જઇ સંતાતા ફરે છે. અને નાસ્તિકોનાં શાસ્ત્રોનો તો ન્યાયાદિની સહાયતાવડે તે મિમાંસાયે યુદ્ધમાં મારી મારીને આટો કાઢી નાંખ્યો, ને તેપણ બીચારાં પા-ખંડોનીજ દશાને પોહોચ્યાં.

**विष्णुभक्ति**—પછી શું થયું!

**श्रद्धा**—અરે પછી તો, વસ્તુવિચારે કામને મારી નાંખ્યો. ક્ષમા-એ ક્રોધ, હિંસા, પારૂષ્ય આદિને માર્યાં. સંતોષે લોભ, તૃષ્ણા, ચાડી, ચોરી, દીનતા, અસત્ય અને પ્રતિગ્રહાદિકોનો ઘાણ કાઢી નાંખ્યો. અનસૂયાએ મત્સરને જીતી લીધો. પરોત્કર્ષભા-વનાએ મદને માર્યો અને પરગુણાધિક્યે માનને તોડી પાડ્યો.

**विष्णुभक्ति**—(રાજી થઇ) હાશ, હાશ! બહુજ સારૂં થયું. પણ મહામોહના શા સમાચાર છે તે તો કેહે?

**श्रद्धा**—દેવિ! મહામોહ યોગવિઘ્નસહિત ક્યાંક સંતાઇ પેઠો છે તે સમજ પડતી નથી.

---

૧ સિંધ. ૨ કંધહાર. ૩ બહાર. ૪ ભૂતાન અને ચીન. ૫ બંગાલ. ૬ કલકત્તા ઈલાકો, કટક. ૭ આયરોનો દેશ. ૮ સાગરપ્રાંત. ૯ જળમય દેશ.

**विष्णुभक्ति**—ત્યારે તો હજુ મોટા અનર્થનું કારણ બાકી રહ્યું. અરે એનો તો અવશ્ય કાટ કાઢવોજ જોઈએ. કેમકે,

**आर्या गीति**

સ્થિર સંપત્તિ રહેવા, હોય દક્ષદિલ જો કદિ ઉદ્દેશ;
અરિ અગ્નિ ને કરજને રે'વા દેવાં, નહીં કંઇ શેષ.

વારૂ હવે મનની શી ખબર છે?

**श्रद्धा**—હે દેવિ! પોતાના પુત્રપૌત્રાદિકના દુઃખે કરીને અતિશય શોકાતુર થઈ તેણે પણ મરવાનો નિશ્ચય કર્યો છે.

**विष्णुभक्ति**—(હસીને) જો એમજ હોય તોતો આપણે કરવાનું તે કરી ચુક્યાં. અને જીવાત્મા પરમાનંદને પામે. પણ એ દુષ્ટ મન શું મરશે!

**श्रद्धा**—જ્યારે ઉપનિષદ્ દેવિયે પ્રબોધના ઉદયસારૂ પ્રતિજ્ઞા કરી છે, ત્યારે તો તેનું લિંગશરીર જરૂર છુટી જશે.

**विष्णुभक्ति**—સારૂં ત્યારે, ચાલો મનને વૈરાગ્ય ઉત્પન્ન કરાવાને વ્યાસવાણીને મોકલીએ. (એમ કહી તેઓ ગયાં).

---

## પ્રવેશ ૩ જો.

### मन અને संकल्प.

**मन.**—(રડીને) **ललितछंद.**

અરર ક્યાં ગયા ઓ કુમારરે! દરશદાન ઘો એક વારરે;
તનુજ **राग** ને **द्वेष** વત્સલ, **मद** અને વળી **मानमत्सर**!
સુત મને મળો આ પ્રસંગરે, તમવિના થયાં ગાત્ર ભંગરે;
અતિ અનાથ ને વૃદ્ધ હું તણી, ખબર તો હવે લે ન કોધણી.

અરે હાય હાય! મારી વ્હાલી અસૂયા આદિ દીકરીઓ ક્યાં ગઈ?! અરે મારી **आशा**, **हिंसा** ને **तृष्णा** વગેરે વહુવારૂઓ તમે ક્યાં જતાં રહ્યાંરે! અરેરે હું નિર્ભાગીની વહુવારૂઓને પણ દુષ્ટ દેવે સૌની સાથે મારી નાંખી!

(વ્યાકુળ થઇને) અરે આ શોકજ્વર ઝેરી અગ્નિની પેઠે મારા સર્વાંગે વ્યાપી મને બાળી મુકે છે, મારાં ગાત્ર ગાળી નાંખે છે, અને મારૂં ભાન ભુલાવી નાંખી મોહ ઉપજાવે છે, અરે એ બળાત્કારે મારો પ્રાણ લે છે! (મુર્છા પામે છે.)

**संकल्प**—હે રાજન્! સાવધ થાઓ, સાવધ થાઓ.

**मन**—(સાવધ થઇને) હે મારી પ્રાણપ્રિયા પ્રવૃત્તિરાણી! મારી આ અવસ્થામાં પણ તું મને કેમ દીલાસો આપતી નથી?

**संकल्प**—(આંસુ આંણીને) મહારાજ! હજુ સુધી પ્રવૃત્તિ ક્યાંથી હોય! આખા કુંટબના નાશના દારૂણ દુઃખથી ઉત્પન્ન થયેલા શોકાગ્નિએ તેનું હૃદય બાળી મુક્યું, તેથી તેણે તો છાતી કુંટી કુટીને પ્રાણ કાઢી નાખ્યો.

**मन**—ઓ પ્રિયા, તું ક્યાં છે! મને જરા જવાબ તો આપ. ઓ પ્યારી!

**(सीताजीना महीनानो राग.)**

રે મુજ વણ સ્વપના માંહ્ય તું રહી શકતી નહી,
પડું તું વણ નિદ્રામાંય મુવા જેવો હું થઇ;
દૂર દૈવે તુંને પ્રિય પ્રાણ છુટી પાડી મુજથી,
તોયે જીવું હજી હું જાણ જતો જીવ કાં નથી?

(ફરીથી મુર્છાગત થાય છે.)

**संकल्प**—હે રાજન્! સાવધ થાઓ, સાવધ થાઓ.

**मन**—હવે મારે જીવવાનું કામ નથી. મારે માટે ચિતા તૈયાર કર એટલે તેમાં પડી મારા શોકાગ્નિને શાન્ત કરૂં.

---

## પ્રવેશ ૪ થો.

### મન અને સરસ્વતી.

**सरस्वती**—(મનમાં) ભગવતી વિષ્ણુભક્તિએ મને એવું કહી મોકલી છે કે "બેન સરસ્વતિ! સંતાનાદિના નાશના દુઃખથી ખિન્ન થયેલા મનને ઉપદેશ કરવા તું જા, અને જેમ તેને વૈરાગ્ય

ઉત્પન્ન થાય તેમ પ્રયત્ન કર." માટે હું તેની પાસે જાઉં. (મનની પાસે જઇને) ભાઇ તું કેમ આટલો બધો વ્યાકુળ થઈ ગયો છું? સંસાર ક્ષણભંગુર છે તેતો તું જાણે છે અને ઇતિહાસની વાતો પણ તે વાંચેલી છે કે જેમાં—

**ઘનાક્ષરી.**

અજ ઇંદ્ર આદિ દેવ દાનવ ને દૈત્ય ઋષિ,
મનુ મુનિ કોટી કલ્પ આયુષ્ય ભોગવનાર;
પૃથવીને સિંધુઆદિ ઘણા કાળ સુધી સહુ,
ટકીને આખર પણ નહીંજ ઉગરનાર.
તો આ બંધુવર્ગ વપુ પાણી પરપોટા જેવું,
પંચભૂત માંહિ થકી પ્રગટ જેનો પ્રચાર;
તેનો નાશ થવા થકી ટાળ્યો નવ ટળી શકે,
એવો જુવો મોહ મન શોક ઉપજાવનાર!

માટે નક્કી જાણી લેવું કે પદાર્થમાત્ર નાશવંત છે. જે પુરૂષ નિત્યાનિત્ય વસ્તુને જાણે છે તેને શોક દેખવામાં પણ નથી આવતો. કેમકે માત્ર એક બ્રહ્મજ સત્ય છે, બાકી સર્વત્ર અસત્ય છે. માટે જેને ઐક્યપ્રમાણ છે તેને મોહ ક્યાંથી? અને મોહ નહી તો પછી શોક શાનો!

**મન**—હે દેવિ! શોકાતુર થએલા મારા અંતઃકરણમાં વિવેક જરા પણ ટકી શકતો નથી.

**સરસ્વતી**—ભાઇ! એ સઘળો દોષ સ્નેહનો છે. અને સ્નેહ છે તેજ અનર્થનું મૂળ છે એ વાત તો જગત્ પ્રસિદ્ધજ છે. પુત્રાદિ પ્રિયરૂપ કહેવાતાંની અભિલાષા, એ નામે કરીને વિષવલ્લીના કંદ સરખું ક્લેશરૂપી બીજ વવાય છે, તેમાંથી સ્નેહરૂપી, (પણ) વજ્રાગ્નિ સરખા અસંખ્ય અંકુરો ફુટેછે. પછી તેનાં અસંખ્ય દુઃખોની સ્મૃતિયો રૂપી ટોચો છે જેની, એવાં આગના ભભુકા-વાળાં શોકરૂપી અનંતવૃક્ષો થઈ આવી, તે ડાંગરનાં ફોતરાના અગ્નિની પેઠે થોડે થોડે આખા દેહને બાળી મુકે છે.

**મન**—દેવિ! આપ સત્ય કહો છો, પણ શોકાનળથી બળી રહેલો હું હવે જીવવા સમર્થ નથી. મારાં ધન ભાગ્ય કે અંતકાળે આપનાં દર્શન થયાં.

**સરસ્વતી**—અરે ! આત્મઘાત કરવાનો નિશ્ચય કરવો એતો ઘણુંજ અધમ કાર્ય. એ, ભુંડાં કર્મના કરનારાઓને માટે તું આટલું બધું કલ્પાન્ત શા સારૂ કરે છે? જરા વિચારી તો જો, કે,

(હૈયાના ફુટયા હરિ સંગે હેત ન કીધું—એ રાગ.)

મૂરખ તું માને મારૂં પણ એ નથી કોઇ તારૂં
મિથ્યા મમતામાં લપટાઇ માન ન મારૂં મારૂંરે. મૂરખ. ટેક
સ્ત્રીપુત્રાદિ સગાંસંબંધી કોઇ તણાં ન થનારાં,
ઉપકાર કર્યો નહિ કોઇએ કાંઈ, નથી કદી કરનારાંરે. મૂરખ. ૧
પણ ઉલટાં એ વિયોગ વખતે, વિકટ વેદના દેછે.
તોપણ માણસ તેને માટે શ્રમ લઇ સંકટ સહે છેરે. મૂરખ. ૨
કયા ગિરિવર નહીં ઓળંગ્યા, કઇ નદી ન તર્યો તું?
વાઘ વરૂમય કયાં વનોમાં, ભટકયો ભાઇ નહીં તુંરે? મૂરખ. ૩
ધનગર્વિત ધણિઓનાં મોઢાં દીનતાએ દેખડાવ્યાં,
એ પાપી પરિવારે તુંજને કષ્ટ કયાં ન પડાવ્યાંરે.? મૂરખ. ૪

**મન**—દેવિ! છેતો એમજ, તથાપિ પોતાના શરીરથી ઉત્પન્ન થયેલાં, અતિશ્રમે કરી ઉછેરેલાં અને પ્રાણ કરતાં પણ જે વહાલાં, તેઓના નાશથી પ્રાણ જાય તેથી પણ અધિક કષ્ટ થાય છે.

**સરસ્વતી**—ભાઇ ! તેઓને તેં પોતાનાં કરી માન્યાં છે તેથીજ તને અત્યંત મોહ થાય છે. જેમકે આપણા પાળેલા એક કુકડાને બીલાડી પકડીને મારી નાંખે તો તેથી આપણને જેટલું દુઃખ થાય છે તેટલું જેનાઉપર આપણી મમતા નથી એવા એક ઉંદરને કે ચકલીને મારી નાખવાથી નથી થતું.. માટે મમતા એજ અનર્થમાત્રનું મૂળ છે, તેને ટાળી નાંખવા પ્રયત્ન કરવો.

### શાર્દૂલવિક્રીડિત.

પેદા શું નિજ દેહથી નથિ થતા જંતૂ બિજાઓ અરે,
જેને અંગથકી કરેછ અળગાં, દીલે દયા ના ધરે;
ને તે દેહથકી થએલ જીવને પુત્રાદિ નામે કહી
શોકાગ્રસ્ત થઇ શરીર સુકવે, છે મોહ આશો ભઇ !!

**મન**—દેવિ ! તમે કહો છો એ વાત ખરી પણ નિરંતરના અભ્યાસથી દૃઢ થએલી અને સ્નેહરૂપી સુત્રથી ગુંથાઇ ગએલી મમતા રૂપી ગાંઠ છુટવી પરમ કઠીણ છે, તેને છોડી નાંખવાનો આપ કોઇ ઉપાય જાણતાં હો તો કહો.

**સરસ્વતી**—હે પુત્ર ! પદાર્થમાત્ર નાશવંત છે, એ સમજવું એજ મમતા મટાડવાનો પહેલો ઉપાય છે. જોને, આ અપાર સંસારમાં તારાં કરોડો માતા પિતા, કાકા દાદા, સ્ત્રી, પુત્રો, ઇત્યાદિ થઇ ગયાં તેમાંથી કોણ નથી ગયા ? માટે તેઓનો સમાગમ વિજળીના સરખો ક્ષણિક અને દાહ કરનારો છે એમ વારંવાર વિચારી સુખ માની લે.

**મન**—દેવિ ! આપના અનુગ્રહથી મ્હારો મોહ તો મટી ગયો. અને આપના મુખરૂપી ચંદ્રના કિરણોથી ઝરતા ઉપદેશરૂપી અમૃતવડે મારૂં મન પણ ધોવાઇ શુદ્ધ થયું છે, તોપણ વળી શોકરૂપી તરંગો આવીને તે મલિન બને છે માટે આ મારા તાજા શોકરૂપી ઘાને રૂઝવી નાખે એવું કાંઈ ઔષધ આપ બતાવો.

**સરસ્વતી**—ભાઈ ! મહાન્ ઋષિઓ કહી ગયાછે કે બાણના મારવિના મર્મસ્થાનને ભેદે એવા શોકશસ્ત્રના ઘાને રૂઝવવાનું ઔષધ એજ છે કે એ વાતનું ચિંતવનજ ન કરવું.

**મન**—દેવિ ! એ વાત તો ખરી છે પણ ચિત્ત વાળવું પરમ કઠીણ છે. કેમકે જેમ વાયુના વેગથી વાદળાં વારંવાર ચઢી આવી ચંદ્રને ઢાંકે છે તેમ ચિત્ત વાળ્યા પછી પણ વારંવાર ચિંતાનો આવેશ આવી ચિત્તને હુરાવી દેછે.

**સરસ્વતી**—સાંભળ ભાઇ, એ સર્વ ચિત્તનો વિકાર છે. માટે શાન્ત વિષયમાં ચિત્ત લગાડ.

**મન**—ત્યારે આપ કૃપા કરી એ શાન્ત વિષય મને કહો.

**સરસ્વતી**—વત્સ! એ વાત ગુપ્ત છે, તોપણ મોહના શોકમાં પીડા પામતા તારા સરખા દુખીઆરાને ઉપદેશ કરવામાં કાંઇ બાધ નથી.

(કબ સમરોગે રામ, અબ તુમ કબ સમરોગે રામ.—એ રાગ.)

ધ્યાન હરીનું ધાર, મનવા ધ્યાન હરીનું ધાર.
મેઘશ્યામ રૂપ માધવ મૂર્ત્તિ, હૃદય વિષે સંભાર. મનવા. ૧
કાને સુંદર શોભિત કુંડલ, બાહુ બાજુબંધ સાર. મનવા. ૨
શિરપર સુંદર મુકુટ ધરયો છે, કંઠે શોભિત હાર. મનવા. ૩
દૃઢતા એમ થએ હરિધ્યાને, અદ્વૈત બ્રહ્મ વિચાર. મનવા. ૪
જેમ ગ્રિષ્મના તાપે તપેલો, પામે શિતળ હૃદ સાર. મનવા. ૫
શોકરહિત ત્યમ બ્રહ્મ તું પામી, શોક સમગ્ર વિદાર. મનવા. ૬
જ્ઞાની તણી નિવૃત્તિ ભોગવી, સુખિઓ થા નિરધાર. મનવા. ૭

**મન**—(વિચારીને હાંફતાં હાંફતાં) દેવિ! આપે માંરૂ રક્ષણ કર્યું.

(ચરણમાં માથુ મુકે છે.)

**સરસ્વતી**—હે વત્સ, તું હવે ઉપદેશ ગ્રહણ કરવાને પાત્ર થયો. વળી વિશેષ કહું છું તે સાંભળ,—

**શાર્દૂલવિક્રીડિત**

મૂઢો, પુત્ર પિતા સગાં જન મુવે કંકાસ ઝાઝો કરે;
ફૂટી છાતિ વિલાપયુક્ત રડિને એ શોક દીલે ધરે,
(પણ) જ્ઞાની તો ભવ આ અસાર દુખનો, દેનાર અંતે ગણી,
વાળીને મન એ સમે દૃઢ કરે વૈરાગ્ય શાંતિ ધરી.

(વૈરાગ્ય પ્રવેશ કરે છે.)

**વૈરાગ્ય**—(વિચાર કરીને) અહાહા! કમળપત્ર સરખી આ કોમળ કાયાને બ્રહ્માએ જો કદાપિ ત્વચાથી ઢાંકેલી ન હોત તો તેમાંથી લોહી અને માંસ વારંવાર ગળ્યાં કરત; તેનું ભક્ષ કરવાને જે ગીધ, કાગડા, કુતરા, અને વરૂ આદિ તળપી આવત તેને શીરીતે

અટકાવી શકત? સમૃદ્ધિ જે છે તે તો હીંદોળાના હીંચકા સરખી ચંચળ છે. ભોગ માત્ર પરિણામે દુઃખદાયક છે, અને કાયા તો વિપત્તિનુંજ ઘર. દ્રવ્ય જે છે તે વિનાશરૂપ છે. આ લોકમાત્ર શોકનીજ મૂર્ત્તિ છે. અને સ્ત્રીજાતી તો અનર્થનુંજ મૂળ છે. તોપણ અરેરે! એવા ભયંકર સંસારમાર્ગમાં પ્રવૃત્ત થવાને મચ્યા રહે છે પરંતુ આત્મસુખનો અનુભવ લેતા નથી.

**सरस्वती**—(મનને) હે પુત્ર! આ વૈરાગ્ય તને મળવા આવ્યો છે તેનો સત્કાર કર.

**मन**—હે પુત્ર! તું ક્યાં છે?

**वैराग्य**—(પાસે આવીને) અહો પિતાજી! હું આપને પ્રણામ કરૂં છું.

**मन**—પુત્ર! જન્મથીજ તું મારાથી છુટો પડેલો છે, માટે આવ મને ભેટ. (વૈરાગ્ય તેને ભેટે છે.) પુત્ર! તને જોઇને મારો શોક માત્ર શાન્ત થઇ ગયો.

**वैराग्य**—એમાં તે શોક શાનો?

**इंद्रविजय छंद.**

પક્ષિ તણું જયમ ટોળુ વળી, જયમ ગંગવિષે તરતાં તરૂમાનો,
આભવિષે જયમ વાદળને વળી વ્હાણ ચઢેલ ઉતારૂ જતાંનો;
તેહ તણો જયમ સાથ મળી, ક્ષણવાર મહીં વિખરાઈ જવાનો,
તેમજ માતપિતા સુત સાથ ક્ષણિક તણો વળી શોકજ શાનો?

**मन**—(આનંદ પામી, સરસ્વતીને) દેવિ! જેમ પુત્ર કહે છે તેમજ છે. તરૂણ સ્ત્રીઓ, ભ્રમરોના ગુંજાર થતાં વનો અને મોગરાના ફુલની સુગંધીયુક્ત મંદ મંદ વાયુએ બધાવાનાં, જે પ્રથમ મોહ ઉત્પન્ન કરતાં હતાં, તેજ, હવે વિવેકે, પ્રકટ થઇ અજ્ઞાન હરી લેવાથી ઝાંઝવાંના જળ જેવાં જણાય છે.

**सरस्वती**—જો ભાઇ, એમ છે, તોપણ ઘરબારીએ મુહૂર્તમાત્ર પણ આશ્રમવગરના રહેવું નહી. માટે હવેથી निवृत्तिज તારી પત્ની છે.

**मन**—(લજ્જા પામીને) જેમ આપની આજ્ઞા.

**સરસ્વતી**—શમ, દમ અને સંતોષઆદિ તારા પુત્રો તેમજ યમ નિયમાદિક તારા પ્રધાનો તારી સેવામાં તત્પર રહેશે. **વિવેક** પણ તારા અનુગ્રહથી **ઉપનિષદ્** રાણી સહવર્તમાન યુવરાજ સ્થાને બિરાજશે. અને આ મૈત્રી, પ્રીતિ, કરૂણા અને મતિ એ ચાર બેનોને ભગવતી વિષ્ણુભક્તિએ તને રાજી રાખવા મોકલી છે. માટે ભાવથી તેઓનું સન્માન કરજે.

**મન**—આપની સર્વ આજ્ઞાઓ હું માથે ચઢાવું છું

(આનંદથી દંડવત્ પ્રણામ કરે છે.)

**સરસ્વતી**—જો, આ યમ, નિયમ, આસન અને પ્રાણાયામ વગેરે છે તેઓઉપર આદરસહિત પ્રેમ રાખજે, અને તેઓની સાથે હળીમળીને રાજ્યાધિકાર ચલાવજે. તું જ્યારે સ્વસ્થપણું પામીશ ત્યારે જીવાત્મા પણ પોતાની પ્રકૃતિને (પરમાત્મા ભાવને) પામશે, કેમકે જીવ તો અવિકારી છે, પરંતુ જેમ એક સમુદ્રની અનેક લેહેરોમાં એકજ સૂર્યનાં અનેક પ્રતિબિંબ દેખવામાં આવે છે તેમ આત્મા એક છતાં તારા સંગથી જન્મ મરણ અને જરાવડે જૂદો જણાઇને બુદ્ધિની વૃત્તિઓમાં અનેકરૂપે ભાસેછે! માટે હે પુત્ર, જો તું ગમે તેમ કરીને પણ પ્રથક્ પ્રથક્ વિષયોમાંથી બધી વૃત્તિઓને ખેંચી લેઈ એક નિવૃત્તિ સાથે છાનોમાનો બેશી રહીશ, તો પછી જેમ નિર્મળ કાચમાં યથાર્થ સૂર્યબિંબ દેખાય છે તેમ નિર્મળ બુદ્ધિની વૃત્તિમાં શુદ્ધ આનંદઘન આત્મસ્વરૂપ દેખાશે. ભલે ચાલો હવે સગાંસંબંધીને ઉદકદાન દેવા સારૂ નદીઉપર જઇએ.

**સર્વે**—જેમ દેવીની આજ્ઞા. (એમ કહી સર્વે ગયાં.)

---

# अंक ६ ठो.

## પાત્રો.

शान्ति..........અદ્ધાની પુત્રી.

श्रद्धा..........શાન્તિની માતા (સાચીઆસ્થા.)

पुरुष.......... આત્મા.

उपनिषद्..........વિવેકની પટરાણી.

राजा..........વિવેક.

निदिध्यासन........

प्रबोधोदय..........જ્ઞાનનો ઉદય.

विष्णुभक्ति..........પ્રબોધોદયની સહાયક. (પ્રભુની ભક્તિ.)

## सूचना.

આ અંકમાં જીવન્મુક્તિ થશે.

---

## પ્રવેશ ૧ લો.

### शान्ति અને श्रद्धा

(શાન્તિ પ્રવેશ કરે છે.)

शान्ति—મહારાજા વિવેકે મને એવું કહ્યું છે કે "હે પુત્રિ તને ખબર છે કે कामादि પુત્રો મુવા અને महामोह કોણ જાણે ક્યાંય સંતાઇ પેઠો છે તેથી હવે मनने શાન્તિ વળીને વૈરાગ્યની પ્રાપ્તિ થઈ છે; અને પાંચેય ક્લેશ સર્વે સ્થળેથી નાશ પામ્યા. એટલે જીવ હવે સઘળી તરફ પોતાના સ્વરૂપના જ્ઞાનનો પ્રસાર કરે છે. માટે તું રાણી ઉપનિષદ્‌ને મનાવી ઝટપટ મારી પાસે તેડી લાવ." માટે હું ઝટ જાઉ. (સામે નજર કરીને) ઓહો! માતાજી તો આનંદમાં ને આનંદમાં કાંઇ વિચાર કરતાં કરતાં અહીંજ આવે છે ને.*

**શ્રદ્ધા**—(આવે છે) અહો! ઘણે દિવસે રાજકુલને આરોગ્ય જોઇને ખરેખાત આજ તો મારી આંખોમાં અમૃત ઝરે છે, જ્યાં દુષ્ટોને દંડ દેવાય છે, યમાદિકોનું પૂજન થાય છે, અને રાજાના આશ્રિતો આધીન થઇને પ્રભુને ભજે છે.

**શાંતિ**—માડી! શું વિચાર કરે છે અને ક્યાં જાય છે?

**શ્રદ્ધા**—અહો! ઘણે દિવસે (ઇત્યાદિ ફરીને ઉપરનું વાક્ય કહે છે.)

**શાંતિ**—હવે **મન**ઉપર સ્વામી જીવની વૃત્તિ કેવા પ્રકારની છે?

**શ્રદ્ધા**—ગર્દન મારવા કે પકડી કેદ કરવા સરખી. અર્થાત્ જેવી એક દુષ્ટઉપર હોય તેવી.

**શાંતિ**—શું ત્યારે આપોઆપ સ્વામીજ ચક્રવર્તીપણે રાજ્ય ચલાવશે?

**શ્રદ્ધા**—હા, એમજ. તે પોતાના સ્વરૂપને સમજવા લાગ્યા છે એટલે સ્વામી પોતેજ પ્રકાશમાન અને ચક્રવર્તી થશે.

**શાંતિ**—હવે **માયા**નીઉપર સ્વામીની કેવી કૃપાદૃષ્ટિ છે?

**શ્રદ્ધા**—અરે, કટાક્ષદૃષ્ટિ કહેવી જોઇએ તેને બદલે તું વળી કૃપાદૃષ્ટિ શાની કહે છે? દેવ તો સારી રીતે માને છે કે, અનર્થ માત્રનું બીજજ એ માયા છે, માટે એને શિક્ષા કરવી.

**શાંતિ**—જ્યારે એમ છે ત્યારે રાજકુલની સ્થિતિ કેવી છે?

**શ્રદ્ધા**—નિત્યાનિત્ય વિચારણા પ્રિય છે, માત્ર વૈરાગ્ય એજ એક સાચો સગો છે, યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણા અને સમાધી એઓનીજ સાથે મિત્રતા છે, શમ, દમ સરખા સહાય કરનારા છે, મૈત્રીઆદિ હુકમ ઉપાડી કામ કરનારી દાસી છે અને મુમુક્ષારૂપી સહચરી (સખી)છે. હવે તો મોહ, મમતા, સંકલ્પ, અને સંગઆદિ શત્રુઓ છે તેમનો આત્મજિજ્ઞાસાના બળથી નાશ કરવાનો છે.

**શાંતિ**—વારૂ, હવે **ધર્મ**ઉપર સ્વામીનો કેવો ભાવ છે?

**શ્રદ્ધા**—જ્યારથી વૈરાગ્યનો સમાગમ થયો છે ત્યારથી સ્વામીએ આ લોકનાં અને પરલોકનાં ફળ ભોગવવાની લિપ્સા મૂકીજ

દીધો છે; અને સ્વામી, જેમ નર્ક ફળને આપનાર પાપથી ભય પામે છે, તેમજ છેવટ નાશ પામનાર પુણ્ય ફળથી પણ ભય પામે છે, તેથી ફળના સંબંધવગરનું કોઈપણ સુકૃત હોય એમ કોઇ પ્રકારે તે માનતા નથી. અને આત્મતત્ત્વમાં સ્વામીનો એકાગ્ર ભાવ જોઇને એ ધર્મ પોતે પોતાની મેળેજ કૃત્યકૃત્યતા માની બેશી રહ્યો છે.

**શાંતિ**—ઠીક, પણ મહામોહ તે યોગવિઘ્નોને લઇને જે સંતાઈ પેઠો છે તેની કાંઇ ખબર?

**શ્રદ્ધા**—પુત્રિ! રહ્યો મહામોહ એવી દુર્દશાને પામ્યો છે તોપણ એ મુવાએ સ્વામીને છળવા માટે **મધુમતિવિદ્યા**સહિત વિઘ્નોને મોકલ્યાં હતાં. તે એવી મતલબથી કે જો સ્વામી તેમનામાં લપટાઇ જાય તો પછી વિવેકનો કે ઉપનિષદ્‌નો વિચાર પણ ન કરે.

**શાંતિ**—પછી?

**શ્રદ્ધા**—પછી તેઓએ જઇને સ્વામીને એવી રીતે ઇંદ્રજાળવિદ્યા દેખાડી કે, એ સો યોજન દૂરથી સાદ સાંભળે છે, ન સાંભળેલાં એવાં પુરાણ અને ભારતકથા તેમજ વાણીના વિકારરૂપ તર્કાદિક તેને આવડી જાય છે, પોતે પોતાની ઇચ્છાવડે કરીને શુદ્ધ વાક્યોવાળાં કાવ્ય અને શાસ્ત્રો રચે છે, લોકેલોકમાં ફરી વળે છે અને મેરૂપર્વતની પ્રકાશિત રત્નસ્થળીને જુવે છે. વળી મધુમતિવિદ્યા સ્વામીને કલ્પિત ભૂમિઉપર લઇ ગઇ એટલે તે સ્થાનોમાં રેહેનારી દેવસ્ત્રિયો સ્વામીને લલચાવવા અને કેહેવા લાગી કે, અહો! અહીં બીરાજો. આંહી જન્મમરણ નથી. કોઈ પણ રીતે હરકત ન પડે એવો આ સુંદર દેશ છે. નાનાપ્રકારના હાવભાવ કરવામાં કુશળ, સુશોભિત વસ્ત્ર અને અલંકાર સહ સુંદરતા દેખાડવામાં ચતુર અને પ્રીતિથી ભરપૂર એવી આ વિદ્યાધરીઓ માંગલિક પદાર્થો હાથમાં લઇને આપની પાસે હાજર થઇ છે, માટે આવો પધારો. અહીં જે સુવર્ણની રેતી સંયુક્ત પૃથ્વીવાળી નદિયો, પુષ્ટનિતંબ અને ભરેલા સાથળવાળી

તથા કમળના સરખાં મુખવાળી સ્ત્રિયો, અને મરકત મણિના જેવી કોમળ વનની પંક્તિયો છે એ બધાં તમારા પુણ્યપ્રતાપે જીતેલા ભોગ છે, માટે તે સુખેથી ભોગવો.

**શાંતિ**—તે પછી?

**શ્રદ્ધા**—એવા બોલ સાંભળી પછી માયા બોલી કે એ ઘણી સારી વાત કહે છે, મન પણ ચાલતે ગાડે ચડી બેઠું અને સંકલ્પ પણ એજ બાબતનાં વખાણ કરવા મંડી ગયો; એટલે સ્વામી તો જાણે એ વાત અંગીકાર કરવાની અણીઉપર આવ્યા હોય એમ થઇ પડ્યું.

**શાંતિ**—(ખેદ પામીને) ત્યારે શું સ્વામી પાછા એજ સંસારની જાળમાં સપડાયા?

**શ્રદ્ધા**—નારે, ના.

**શાંતિ**—ત્યારે?

**શ્રદ્ધા**—પછી સુતર્ક જે પાસેજ હતો તેણે એ બધાં તરફ લાલચોળ આંખો કરી નજર ફેરવી અને સ્વામીને કહ્યું કે, હે સ્વામી! આ પ્રમાણે વિષયરૂપ માંસને ઇચ્છનારા આ ઠગારાઓ વળી પાછા આપને આગળની પેઠે એનાએજ વિષયરૂપ ધગધગતા અંગારામાં હોમે છે, તે શું આપના સમજવામાં નથી આવતું? હે તાત! ભવસાગર તરવા માટે આપે હમણાંજ યોગરૂપી વહાણ ગ્રહણ કર્યું છે તેને મદવડે તજી દઇને હવે અંગારાની નદીમાં પાછા પડવાને કાં ઇચ્છા કરોછો?

**શાંતિ**—પછી શું થયું?

**શ્રદ્ધા**—પછી, તર્કનાં એ વચનો સાંભળી, 'તમને છેટેથીજ નવ ગજના નમસ્કાર છે, વિષયો!' એમ કહી સ્વામીએ મધુમતીને ધિઃકારી કાઢી.

**શાંતિ**—વાહરેવાહ, ઠીક થયું. પણ હવે તમે ક્યાં પધારો છો?

**શ્રદ્ધા**—સ્વામીએ મને કહ્યું છે કે 'હું વિવેકને મળવા ઇચ્છું છું માટે ઉતાવળી જા.' તે સારૂ હું મહારાજ પાસે જાઉં છું.

શાંતિ—મને પણ મહારાજાએ ઉપનિષદ્ રાણીને તેડી લઇ આવવાની આજ્ઞા કરી છે માટે ચાલો આપણે સ્વામીની આજ્ઞાપ્રમાણે કરીયે. (બંને જણ જાય છે).

---

## પ્રવેશ ૨ જો.

### પુરુષ, ઉપનિષદ્ અને શાંતિ.

પુરુષ—(પ્રવેશ કરી વિચારીને આનંદથી) અહા ! દેવી વિષ્ણુભક્તિનું મહાત્મ્ય કેવું છે ! જેના પ્રતાપથી હું અવિદ્યામય પાંચે કુલેશરૂપ મોટા તરંગો તરી ગયો, મમતારૂપી ભમરીઓ (ઘુમરીઓ) હઠાવી દીધી, મિત્ર, સ્ત્રી અને સગાંસંબંધીરૂપ મગરમચ્છની ચોટમાં સપડાવાનો ભય પણ જતો રહ્યો, ક્રોધરૂપી વડવાનળને મારી હઠાવ્યો, તૃષ્ણારૂપી લતાનાં ગુંથાયેલ જાળાંને ફેંદી નાંખ્યું અને હવે લગભગ સંસારસાગર પાર કરી કીનારા સમીપ આવી પહોચ્યો છું.

(એટલામાં ઉપનિષદ્ અને શાંતિ પ્રવેશ કરે છે.)

ઉપનિષદ્—સખિ ! જેણે મને પરસ્ત્રીની પેઠે એકલી કાઢી મેલી હતી તેવા નિર્દય સ્વામીનું મુખ મારાથી શે જોવાશે ?

શાંતિ—દેવિ ! આવી વિપત્તિમાં પડેલા સ્વામીની શું તમે નિંદા કરો છો ?

ઉપનિષદ્—મારે માથે જે વિતકડાં વીત્યાં છે તેવાં તેં જોયાં નથી એટલે તું આમ બોલે છે. મારાં દુર્ભાગ્યવડે મને વિવેકે અળગી કરી તેથી દુષ્ટ બુદ્ધિના પાપીઓએ તત્કાળ મને દાસી કરવાની ઇચ્છા કરી અને મારાં હાથનાં કાંકણના મણિયોનો ભાંગીને ભૂકો કરી નાંખ્યો તથા માથાનો મણિ લઇ લેવા મારા કેશ તાણ્યાથી મારો અંબોડો પણ તોડી નાંખ્યો.

શાંતિ—એ બધાં મુવા મહામોહનાં કારસ્તાન છે. એમાં મહારાજનો કશો વાંક નથી. એ મહામોહે કામાદિકની મારફતે મનને શીખવીને તમારો અને વિવેકનો વિયોગ પડાવ્યો; પણ કુલીન

સ્ત્રિયોનો સ્વાભાવિક ધર્મ એજ છે કે વિપત્તિમાં પડેલા સ્વામીનો સમય જોવો. માટે ચાલો, મુખ દેખાડી મીઠી મીઠી વાણીથી મહારાજને રાજી કરો. હવે શત્રુઓ માર્યા ગયા અને તમારા મનના મનોરથ પૂરા થયા.

**उपनिषद्**—સખિ! મને આંહી આવતી વખતે બેન ગીતાએ કાનમાં કહ્યું છે કે, 'પતિ અને પુરૂષ તને જે જે કાંઇ પુછે ગાછે તેના જવાબ આપી તેને રાજી કરજે, એમાંથી **પ્રબોધની** ઉત્પત્તિ થશે.' હવે મોટાના મુખ આગળ શરમ મૂકીને મારાથી શી રીતે બોલી શકાશે.

**शांति**—દેવિ! ભગવતી ગીતાએ જે કહ્યું છે એ બાબતમાં વિચાર કરવોજ ન જોઇએ. ભગવતી વિષ્ણુભક્તિએ તમારા સ્વામીને અને પુરૂષને પણ એજ વાત કહી છે માટે ચાલો તેઓને તમારૂં મુખ દેખાડી માન આપો.

**उपनिषद्**—સારૂં બેન, જેમ તું કહે તેમ. (જાય છે).

---

## પ્રવેશ ૩ જો

### राजा विवेक, श्रद्धा અને पुरुष.

(રાજા વિવેક અને શ્રદ્ધા પ્રવેશ કરે છે.)

**राजा**—હે શ્રદ્ધા! પ્રાણપ્યારી ઉપનિષદ્‌ને શાંતિ શોધી કાઢશે ખરી?

**श्रद्धा**—મહારાજ! શાંતિ એ વાતની માહીતી મેળવીને ગઇ છે તો કેમ નહિ શોધી કાઢે?

**राजा**—કેમ વારૂ, કેવા પ્રકારે માહિતી મેળવીને ગઇ છે?

**श्रद्धा**—મહારાજ! દેવી વિષ્ણુભક્તિએ પેહેલાંથીજ કહેલું છે કે, 'ઉપનિષદ્ તર્કવિદ્યાની બીકે મંદરાચળ નામે પર્વતમાં વિષ્ણુનું મંદિર છે ત્યા ગીતાદેવી ભેળાં ભળી રહેલ છે.'

**राजा**—વળી એને તર્કવિદ્યાનો ભય કેવો?

**श्रद्धा**—મહારાજ! એ ભયની વાત એ પોતેજ કરશે. આપ

પધારો. આ સ્વામી (પુરૂષ) આપના પધારવાની વાટ જોઇ એકાંતે બેશી રહ્યા છે.

**राजा**—સ્વામિ ! હું આપને અભિવંદન કરૂં છું.

**पुरुष**—ભાઇ ! આ ચાલતા ક્રમથી વિરૂદ્ધ આચાર છે. કેમકે તમે જ્ઞાનવૃદ્ધ છો એટલે અમને ઉપદેશ આપવાને લીધે તમેજ અમારા પિતૃભાવને પામ્યા છો. પૂર્વે દેવો પણ ધર્મનો માર્ગ ચૂકી ગયા હતા ત્યારે તે બાબત પોતાના પુત્રોને પુછી હતી અને તે પુત્રોએ તે જ્ઞાન તેઓને સમજાવતાં 'હે પુત્રો ! સાંભળો' એમ કહ્યું હતું. માટે તમારે પણ અમારા સંબંધમાં પિતૃભાવે વર્તવું એજ ધર્મ છે.

(શાંતિ તથા ઉપનિષદ્ આવે છે.)

**शांति**—દેવિ ! પુરૂષ તો આ અહીં મહારાજ વિવેક સાથે એકાંતમાં બેઠા છે. તમે તેની પાસે પધારો.

**उपनिषद्**—(પાસે જાય છે.)

**शांति**—સ્વામિ! આ ઉપનિષદ્ દેવી આપને નમન કરવા આવ્યાંછે.

**पुरुष**—નહિ, નહિ. ઉપનિષદ્ તો અમારે નમન કરવા યોગ્ય છે. કારણ કે તત્વજ્ઞાનની ઉત્પત્તિના સંબંધે કરીને એ અમારાં માતુશ્રી થાય. તેમાં પણ અનુગ્રહ કરવાની વિધિનેવિષે માતામાં અને આ ઉપનિષદ્‌માં ભેદ છે. માતા તો દૃઢ બંધનમાં નાખે છેં અને આ ઉપનિષદ્ તો બંધનને તોડી નાખે છે. માટે માતુશ્રી કરતાં પણ તે અધિક છે.

**उपनिषद्**—(વિવેકને જોઇ નમસ્કાર કરી વેગળે બેશે છે.)

**पुरुष**—માજી! કહો, આટલા દિવસ ક્યાં કાઢ્યા?

**उपनिषद्**—સુનાંસટ દેવાલયોમાં, મઠોમાં, અને ચોવટાઓમાં વાચાળ અને મૂર્ખ માણસોના સમાગમનેવિષે જ્યાં ત્યાં કરીને આટલા દિવસ કાઢ્યા.

**पुरुष**—વારૂ તે લોકો તમારૂં કાંઈ તાત્પર્ય સમજે છે?

**उपनिषद्**—ના, ના, ઉલટા એ તો દ્રવીડદેશની સ્ત્રિયોએ ઉચ્ચાર

કરેલી વાણીના અર્થપ્રમાણે મારાં વચનોનો પણ વગર વિચાર્યે પોતાની ઇચ્છામાં આવે તેમ અવળો અર્થ ઠોકી બેસારતા અને માત્ર પારકું ધન ધૂતી લેવા સારૂજ તેઓ મારાવિષે વિચારતા હતા.

पुरुष—પછી ?

उपनिषद्—પછી મેં એક સમયે માર્ગમાં યજ્ઞવિદ્યાને જોઇ. તેની સાથે મૃગચર્મ, ગાર્હપત્યાદિ અગ્નિયો, ઘી, સમીધ, અને શરવા આદિ પાત્રો તથા દર્શ પૂર્ણમાસ પશુબંધ અને અગ્નિષ્ટોમાદિ યજ્ઞો હતા, અને કર્મકાંડ તેને માર્ગ દેખાડતું હતું.

पुरुष—પછી ?

उपनिषद्—પછી મેં ધાર્યું કે પુસ્તકોનાં જથાવાળી આ બાઇ મારૂં મહાત્મ્ય સમજી શકશે, માટે ચાલ એનીજ પાસે રહીને કેટલાક દિવસ કાઢું.

पुरुष—પછી?

उपनिषद्—પછી હું તેની પાસે ગઇ એટલે એણે બિચારીયે મને કહ્યું કે, હે કલ્યાણિ, તારી કેવી ઇચ્છા છે? મેં કહ્યું કે મોટી બાઇ હું અનાથ છું અને તમારી પાસે નિવાસ કરવાની મારી ઇચ્છા છે.

पुरुष—પછી કેમ થયું?

उपनिषद्—પછી તેણે મને પુછ્યું કે, તું શું કામ કરે છે અને તારૂં શું કામ છે?

पुरुष—પછી?

उपनिषद्—તે પછી મેં કહ્યું કે, આ જગત્ જેમાંથી ઉત્પન્ન થાય છે જેનેવિષે તે રહેલું છે, જેનેવિષે તે અંતે ફરીને લય થાય છે, જેના પ્રકાશથી જગત્ ભાસે છે, જેનું તેજ સ્વભાવેજ સુખરૂપ ને સ્વયંપ્રકાશ છે, જે વિકારરહિત અવિનાશી ને ક્રિયારહિત છે, અને પુણ્યાત્મા પુરૂષો ભેદને નિરાકરણ કરી (મટાડી) સંસાર મટવા સારૂં જેને પ્રાપ્ત થાય છે, તેઆદિ પુરૂષ પરમેશ્વરને હું નિરૂપણ કરૂંછું. આમ કહી રહ્યા પછી યજ્ઞવિદ્યાએ કહ્યું કે, અકર્તા એવો આત્મા ઇશ્વર કેમ થાય? અર્થાત્ ન થાય. અને ક્રિયા જે

કર્મ છે તેજ સંસારનાં બંધનને નિવૃત્ત કરે છે, બ્રહ્માકાર બુદ્ધિ છે તે સંસારને નિવૃત્ત કરતી નથી. માટે સંસારને નિવૃત્ત કરવાવાળાં કર્મોને કરતાં સાવધાન ચિત્તવાળો પુરૂષ સો વર્ષ સુધી જીવવાની ઇચ્છા કરે. અર્થાત્ એમ કે જ્યાં સુધી જીવે ત્યાં સુધી સાવધાન પુરૂષે કર્મો કર્યા કરવાં. એટલા વાસ્તે તુંને મારે આંહી રાખવાનું કાંઈ પ્રયોજન નથી, તોપણ જો આત્માને કર્તાભોક્તા કેહેતી હો તો થોડો કાળ આંહી રેહેવાની ઇચ્છા કર. એમાં શું દોષ છે?

**राजा**—(હસતાં હસતાં) અહો, ધુમાડારૂપી અંધારાથી મલિન દૃષ્ટિવાળી યજ્ઞવિદ્યાનું કેવું દુર્બુદ્ધિપણું! કે જે દુર્બુદ્ધિપણાના તર્કોવડે મોહ પામી ગઇ છે. જેમ લોઢું સ્વભાવે કરીને તો અચળ અને અચેતન છે, પણ ચમકપાણના સંબંધથી ચલાયમાન થાય છે. એમ જગતના સાક્ષી એવા ઇશ્વરની દૃષ્ટિમાત્રથી પ્રેરાયેલી માયા જગત્‌ને રચે છે. એ ઇશ્વરમાં ઇશ્વરપણું એજ જાણવું. માટે અજ્ઞાને કરીને જે અંધ હોય તેનીજ એવી દૃષ્ટિ છે. કેમકે અજ્ઞાનથી થયેલા સંસારને કર્મે કરીને નિવૃત્ત થાય છે એમ નિરૂપણ કરનારી યજ્ઞવિદ્યા અંધારાયે કરીને અંધારૂં મટાડવા જેવું કામ કરે છે. અજ્ઞાનરૂપ તથા સ્વભાવે કરીને વિનાશી એવાં જે સાત ભુવન તેને, પરમાત્મા જે પોતાના પ્રકાશે કરીને પ્રકાશ કરે છે એવા સ્વયંપ્રકાશ જગત્‌ના સાક્ષી પરમેશ્વને ઓળખીને મૃત્યુરહિત પરબ્રહ્મને પ્રાપ્ત થાય છે. તેવિના સંસારથી મોક્ષ થવાના કારણરૂપ બીજો માર્ગ નથી.

**पुरुष**—પછી, પછી?

**उपनिषद्**—તે પછી યજ્ઞવિદ્યાએ વિચારીને કહ્યું કે, હે સખિ! તારા સહવાસથી, દુર્બુદ્ધિયે કરીને ગ્રસ્ત થયેલા અમારા શિષ્યો કર્મની અંદર શિથિલ આદરવાળા થાય (અર્થાત્ તું જો અમારા શિષ્યોની પાસે રહે તો તારા સંબંધે કરીને કર્મમાંથી આદર મટી જાય.) માટે કૃપા કરી તું તારે ગમે ત્યાં જા.

**पुरुष**—તે પછી, તે પછી?

**उपनिषद्**—તે પછી મેં કહ્યું કે, આ જગત્ જેમાંથી ઉત્પન્ન થાય છે, જેનેવિષે તે રહેલું છે, જેનેવિષે તે અંતે ફરીને લય થાય છે, જેના પ્રકાશથી જગત્ ભાસે છે, જેનું તેજ સ્વભાવેજ સુખરૂપ ને સ્વયંપ્રકાશ છે, જે વિકારરહિત અવિનાશી ને ક્રિયારહિત છે, અને પુણ્યાત્મા પુરૂષો ભેદને નિરાકરણ કરી (મટાડી) સંસાર મટવાસારૂં જેને પ્રાપ્ત થાય છે, તે આદિ પુરૂષ પરમેશ્વરને હું નિરૂપણ કરૂં છું. આમ કહી રહ્યા પછી યજ્ઞવિદ્યાએ કહ્યું કે, 'અકર્તા એવો આત્મા ઇશ્વર કેમ થાય? અર્થાત્ ન થાય. અને ક્રિયા જે કર્મ છે તેજ સંસારના બંધનને નિવૃત્ત કરે છે, બ્રહ્માકાર બુધ્ધિ છે તે સંસારને નિવૃત્ત કરતી નથી. માટે સંસારને નિવૃત્ત કરવાવાળાં કર્મોને કરતાં સાવધાન ચિત્તવાળો પુરૂષ સો વર્ષ સુધી જીવવાની ઇચ્છા કરે. (અર્થાત્ એમ કે જ્યાં સુધી જીવે ત્યાં સુધી સાવધાન પુરૂષે કર્મો કર્યા કરવાં.) એટલા વાસ્તે તુને મારે અહીં રાખવાનું કાંઇ પ્રયોજન નથી, તોપણ જો આત્માને કર્તાભોક્તા કેહેતી હો, તો થોડો કાળ અહીં રેહેવાની ઇચ્છા કર. એમાં શું દોષ છે?

**राजा**—(હસતાં હસતાં) અહો ધૂમાડારૂપી અંધારાથી મલિન દૃષ્ટિવાળી યજ્ઞવિદ્યાનું કેવું દુર્બુધ્ધિપણું! કે જે દુર્બુધ્ધિપણાના તર્કોવડે મોહ પામી ગઇ છે. જેમ લોઢું સ્વભાવે કરીને તો અચળ અને અચેતન છે, પણ ચમકપાણના સંબંધથી ચલાયમાન થાય છે, એમ જગત્ના સાક્ષી એવા ઇશ્વરની દૃષ્ટિમાત્રથી પ્રેરાયેલી માયા જગત્ને રચે છે. અર્થાત્ એજ ઇશ્વરનું ઈશ્વરપણું. માટે અજ્ઞાને કરીને જે અંધ હોય તેનીજ એવી દૃષ્ટિ છે, કેમકે અજ્ઞાનથી થયેલા સંસારને કર્મે કરીને નિવૃત્ત થાય છે એમ નિરૂપણ કરનારી યજ્ઞવિદ્યા અંધારાએ અંધારૂં મટાડવાની ઇચ્છા કરે છે. સ્વભાવેકરીને નાશવાળાં અને અજ્ઞાનરૂપ એવા સાત ભૂવનને જે પરમાત્મા પોતાના પ્રકાશવડે પ્રકાશ કરે છે, એવા

સ્વયંપ્રકાશ જગત્‌ના સાક્ષી પરમેશ્વરને ઓળખીને વિદ્વાન્ પુરૂષ તે મૃત્યુરહિત પરબ્રહ્મને પ્રાપ્ત થાય છે, તેવિના સંસારથી મોક્ષ થવાનાં કારણરૂપ બીજો માર્ગ નથી.

**पुरुष**—ત્યાર પછી?

**उपनिषद्**—તે પછી યજ્ઞવિદ્યાએ વિચારીને કહ્યું, કે સખિ! તારા સહવાસથી દુર્બુદ્ધિએ કરીને ગ્રસ્ત થયેલા શિષ્યો કર્મમાં શિથિલ આદરવાળા થાય (અર્થાત્ તું જો અમારા શિષ્યો પાસે રહે તો તારાસંબંધે કરીને કર્મમાંથી આદર મટી જાય.) માટે કૃપા કરીને તું તારે ગમે ત્યાં જા.

**पुरुष**—તે પછી?

**उपनिषद्**—તે પછી યજ્ઞવિદ્યાને મેલીને હું આગળ ચાલી.

**पुरुष**—પછી?

**उपनिषद्**—તે પછી કર્મકાંડની સાથે રહેનારી મિમાંસાને મેં જોઇ, કે જે મિમાંસા કર્મના ફળોમાં ભેદ હોવાથી જ્યોતિષ્ટોમાદિ કર્મોમાં ભેદને નિરૂપણ કરીને પ્રયાજ, અનુયાજ, ઈત્યાદિ, ઉપદેશ અને અતિદેશવાળાં તથા તરત સહાય કરે એવાં ઉપદેશાવાળાં વિચિત્ર પ્રકારનાં અંગોએ કરીને અને શ્રુત્યાદિ છ પ્રમાણોએ કરીને સંયુક્ત હતી.

**पुरुष**—પછી?

**उपनिषद्**—પછી જેમ યજ્ઞવિદ્યા પાસે આશ્રય માગ્યો હતો તેમજ તેની પાસે પણ માગ્યો, ત્યારે તેણે પણ મને કહ્યું કે, 'હે ભદ્રે! તારૂં કામ શું છે?' મેં તેને જે યજ્ઞવિદ્યાને કહ્યું હતું તેજ કર્મ કહ્યું. (એમ કહી આ જગત્ જેમાંથી ઉત્પન્ન થાય છે, ઇત્યાદિ પ્રથમ કહેલું ફરીને કહી જાય છે.)

**पुरुष**—પછી?

**उपनिषद्**—ત્યાર પછી મિમાંસાએ પોતાની પાસે ઉભેલાઓનાં મોઢા સામું જોઇને કહ્યું કે, 'સ્વર્ગસુખાદિરૂપ લોકાંતરનાં ફળને ભોગવવા યોગ્ય એવો જે પુરૂષ, તેનાં પ્રતિપાદનપણામાં આ

ઉપનિષદ્‌નું આપણને પ્રયોજન છે, માટે કર્મમાં જોડાયેલી ઉપનિષદ્‌ને રાખો.' આ વાતને મિમાંસાના શિષ્યોમાહેના એક શિષ્યે પુષ્ટિ આપી. પણ પ્રસિદ્ધ પ્રતિષ્ઠાવાળા, મિમાંસાના હૃદયનાં તાત્પર્યને જાણનારા બીજા શિષ્ય ભટ્ટાચાર્ય બોલ્યા કે 'હે દેવિ! આ ઉપનિષદ્ કર્મવાન્ પુરૂષ જીવ છે એમ પ્રતિપાદન નથી કરતી, પણ અકર્ત્તા, અભોક્તા, અને ઇશ્વરરૂપ તેને પ્રતિપાદન કરે છે, ને ઇશ્વરને કર્મમાં જોડાએલો કહેવો એ વાત યોગ્ય નથી.' ત્યાર પછી બીજો શિષ્ય બોલ્યો કે 'શું લોકપ્રસિદ્ધ એવા જીવથી જુદો કોઈ બીજો ઇશ્વર છે?' ત્યારે કુમારિલ ભટ્ટાચાર્યે હસીને ફરીથી ઉત્તર આપ્યો કે 'હા ઇશ્વર છે, સાંભળ.

એક ઇશ્વર છે તે જગતનાં કર્મોને જુવેછે અને બીજો જે જીવ છે તે મોહે કરીને અંધ બુદ્ધિવાળો છે; એક જીવ છે તે કર્મનાં ફળ (પુત્ર પશુઆદિ) ને ઇચ્છે છે અને બીજો ઇશ્વર છે તે જીવોને કર્મનાં ફળ આપે છે; એક જીવ છે તેને કર્મ (જોતિષ્ટોમાદિ)માં આજ્ઞા કરેલી છે અને ઇશ્વર છે તે દેહધારિયોનો શિક્ષક છે; એ રીતે જીવથી અતિ વિલક્ષણ એવો સંગરહિત અને પરિપૂર્ણ જે ઇશ્વર, તે ક્રિયાનેવિષે કર્ત્તા છે એમ કેમ સંભાવના થાય! નજ થાય.

राजा—(રાજી થઇને) હે ભટ્ટપાદ! હે આયુષ્માન્! તમે સારી બુદ્ધિવાળા છો. એક આ શરીરરૂપ વૃક્ષમાં જીવ અને ઇશ્વરરૂપ અવિનાશી જ્ઞાનવાળા બે પક્ષિયો છે, અને તે સાથે વસનારા અને પરસ્પર સખારૂપ છે. તે બેમાં એક જીવ છે તે કર્મનું પરિપક્વ ફળ ભોગવે છે અને બીજો ઇશ્વર છે. તે, તે ન ભોગવતાં સાક્ષીરૂપે કરીને જુવે છે.

पुरुष—તે પછી?

उपनिषद्—તે પછી હું મિમાંસાની રજા લઇને ત્યાંથી ચાલી.

पुरुष—(ઉપનિષદ્‌ને) તે પછી?

उपनिषद्—તે પછી ઘણા શિષ્યોએ સેવેલી તર્કવિદ્યાઓને મેં જોઇ. તેમાં પતંજલિયે નિર્માણ કરેલી વિદ્યા, તે આત્માને ક્લેશકર્મા-

દિથી અકર્ત્તા અને અભોક્તા પ્રતિપાદન કરતી હતી, બીજી ગૌતમે રચેલી ન્યાયવિદ્યા, તે પંચાવયવ અનુમાને કરીને, છળે કરીને, અને તર્કે કરીને, જલ્પ વિતંડા ને વાદનો વિસ્તાર કરતી હતી; અને બીજી સાંખ્યમતવાળાએ નિર્માણ કરેલી વિદ્યા, જગત્‌ના કારણરૂપ પ્રકૃતિને જુદી કરીને આત્માના ભેદને નિરૂપણ કરતી અને મહત્તત્વ અહંકારઆદિ જે સૃષ્ટિના ક્રમ છે, તેણેકરીને પચીશ તત્વોની ગણના કરવામાં પરાયણ હતી.

पुरुष—તે પછી?

उपनिषद्—હું પ્રથમની પ્રમાણેજ તે વિદ્યાપાસે ગઈ ત્યારે તે ત્રણેયે મને પુછ્યું કે 'તારૂં શું કામ છે?' ત્યારે મેં પ્રથમ કહ્યું હતું તેજ મારૂં કામ કહ્યું. (જેમાંથી જગત્ ઉત્પન્ન થાય છે ઇત્યાદિ) તે પછી એ ત્રણેય વિદ્યાઓ સ્પષ્ટ ઉપહાસસહિત બોલી, તેમાં પેહેલીએ કહ્યું કે 'અરે વાચાળ! અયોગ્ય બોલનારી! ચાર પ્રકારનાં પરમાણું થકી આ જગત્ ઉત્પન્ન થાય છે, માટે તે ઉપાદાનકારણ છે, અને ઇશ્વર તો કુંભારની પેઠે નિમિત્તકારણ છે; બીજી વિદ્યા હતી તેણે ક્રોધ કરીને કહ્યું કે 'અરે પાપણિ! ઇશ્વરને જગત્‌નું ઉપાદાનકારણ કહિયે તો ઇશ્વરમાં વિકાર પ્રાપ્ત થાય અને તેથી નાશ ધર્મવાળો તે થાય, માટે ઇશ્વરને તું એવી રીતે કેમ પ્રતિપાદન કરે છે?' સાંખ્યવિદ્યાએ એમ કહ્યું કે 'પ્રકૃતિથીજ જગત્ ઉત્પન્ન થાય છે, પુરૂષ તો કમળનાં પાનની પેઠે નિર્લેપ રહ્યો છે.'

राजा—અહો, તર્કવિદ્યાની દુર્બુદ્ધિ તો જુઓ! તે એટલું પણ નથી જાણતી કે જેટલા જાણવામાં આવે એટલા પદાર્થો છે, તે સઘળા ઘટાદિની પેઠે કાર્ય છે, માટે પરમાણું અને પ્રધાન (માયા) તેનું ઉપાદાનકારણ આત્મા છે એમ અંગિકાર કરવું જોઇએ. (તે કહી દેખાડે છે) જેમ જળમાં ચંદ્રમા, આકાશમાં ગંધર્વનગર, છીપમાં રૂપું, પુષ્પની માળામાં સર્પ, અને જે સ્વપ્ન તથા ઇંદ્રજાળ, એ સર્વ અસત્ય ભાસે છે, તેમ સ્વયંપ્રકાશ

આત્મારૂપ હરિના અજ્ઞાને કરીને ઉત્પત્તિને નાશવાળું એવું આ અસત્ય દૃશ્યકર્થ જગત્‌ ભાસે છે અને તે મિથ્યા ભાસતું એવું જગત્ તત્વજ્ઞાન થયાથીજ નિવૃત્ત થાય છે. પરબ્રહ્મમાં વિકારની શંકા કરવી તે તો કોઇ પામર સ્ત્રીના ખોટા વિકલ્પો સરખી છે. કેમકે જે શાંતરૂપ, જ્યોતિરૂપ, ઉદય અને અસ્તરહિત, નિરંતર પ્રકાશરૂપ, કળા અવયવોરહિત, અને નિર્મળ એવું પરમાત્મસ્વરૂપ છે, તે જગત્‌ની ઉત્પત્તિયે કરીને વિકારને કેમ પ્રાપ્ત થાય? (ન થાય.) નીલાં કમળનાં પાદડાં સરખી કાંતિવાળાં વાદળાંની પંક્તિથી શું આકાશ વિકાર પામે છે? (નથીજ પામતું.)

**पुरुष**—બુદ્ધિવાન્‌નો આ વિચાર છે તે મારા મનને ઘણો આનંદ આપે છે. (ઉપનિષદ્‌ને) તે પછી?

**उपनिषद्**—ત્યાર પછી તે બધી વિદ્યાઓએ મને કહ્યું, કે 'અહો! જગત્‌નો લય કરીને મુક્તિ કહેવાવાળી આ ઉપનિષદ્, નાસ્તિક માર્ગમાં પ્રાપ્ત થયેલ છે. માટે એને બાંધો પકડો,' એમ કહી ક્રોધ કરીને તે વિદ્યાઓ મને બાંધવાને દોડી.

**पुरुष**—(ત્રાસ પામતો) તે પછી?

**उपनिषद्**—તે પછી અતિ ઉતાવળે હું ત્યાંથી પાછી ફરીને દંડકારણ્યમાં જતી રહી, ત્યાંથી મંદરાચળ પર્વતની પાસે આવેલા મધુસુદનના મંદિરની નજીકમાં મારાં હાથનાં કંકણ હતાં તે નંદાયાં. (ઇત્યાદિ આગળની પેઠે કઇ દેખાડે છે.)

**पुरुष**—તે પછી?

**उपनिषद्**—તે પછી તો તે દેવમંદિરમાંથી કેટલાક પુરૂષો હાથમાં ગદા લેઇને નીકળી પડ્યા તેમણે તે તર્કવિદ્યાઓને જરા દયા ન રાખતાં મારવાજ માંડી, તેથી તે સઘળી દિશાઓમાં નાશી ગઇ.

**राजा**—(ઘણો રાજી થઇને) તમને અતિ ક્રમણ કરનારને વિશ્વસાક્ષી ભગવાન્ ક્ષમા ન કરે.

**पुरुष**—તે પછી?

**उपनिषद्**—મોતીની માળા તુટી ગઇ, અંગઉપરનું વસ્ત્ર ખેંચ-

વાથી પડી ગયું તે ઉપાડી ગયા, એવી સ્થિતિમાં હું બીહીતી બીહીતી પગનાં નૂપુર નીકળી પડતાં હતાં એમ ગીતાના આશ્રમમાં પોચી ગઇ. ત્યાં મને આવતી જોઇને ગીતાએ આશ્ચર્યસહિત 'હે માતા! હે માતા!' એમ કહી મળીને મને આદરથી બેસારી. ત્યાર પછી મારા બધા સમાચાર જાણી લઇને તેણે કહ્યું કે 'હે માતા! એવિષે હવે તારે ખેદ ન કરવો. આસુરીબુદ્ધિના જે તુંને અપ્રમાણ ઠેરાવી પોતાની ઇચ્છામાં આવે તેમ વિચારશે, તેને ઇશ્વર પોતાની મેળેજ શીક્ષા કરશે. અને તેવાઓને માટે ભગવાને કહ્યું છે કે 'દ્વેષી, ક્રૂર અને મનુષ્યોમાં અધમ એવા પાપી પ્રાણિયોને સંસારનેવિષે આસુરી યોનીમાં નિરંતર નાખું છું.'

(આ વાત સાંભળીને)

**पुरुष**—(આશ્ચર્યસહિત) હે દેવિ! તારા અનુગ્રહથી હું જાણવાને ઇચ્છા કરૂં છું કે એ કયો ઇશ્વર?

**उपनिषद्**—(ક્રોધથી જોઇને) આંધળાની પેઠે પોતાના આત્માને ન જાણતો હોય તેને ઉત્તર કોણ આપે?

**पुरुष**—(રાજી થઇને) ત્યારે શું હુંજ આત્મા પરમેશ્વર છું?

**उपनिषद्**—એમજ છે, જો,–સનાતન પરમાત્મા તારાથી જુદા નથી અને પુરૂષોત્તમ પરમેશ્વરથી તું જુદો નથી, જેમ સૂર્યનું પ્રતિબિંબ જળના ભેદ કરીને બે પ્રકારનું દેખાય છે, તેમ તમે માયાએ કરીને જુદા જણાઓ છો.

**पुरुष**—(વિવેકને) હે ભગવાન્! આ ઉપનિષદે કહેલો અર્થ મારાથી નિઃસંદેહપણે સમજાતો નથી. કેમકે શરીરમાં પરિછિન્ન રહેલો, ભેદબુદ્ધિવાળો, અને જરામરણરૂપ જેમાં ધર્મ છે, એવા હું તેને આ ઉપનિષદ્દેવી સચ્ચિદાનંદ બ્રહ્મરૂપ કહે છે, એમાં મને સંશય જણાય છે.

**राजा**—(પુરૂષને)तत्पद અને त्वंपदનો યથાર્થ અર્થ જાણ્યાવિના આત્મા અને બ્રહ્મની એકતારૂપ જે વાક્યાર્થ, તે બરાબર સમજવામાં આવતો નથી. માટે આપે કહ્યું છે તે ખરૂં છે.

**पुरुष**—તે વાક્યાર્થનો બોધ થવાસારૂ તમેજ મને ઉપાય બતાવો.

**राजा**—અહંકાર હું નથી એમ મનસહવર્તમાન વિવેચન કરીને જેટલાં તત્વ છે, તેટલાં બધાંનો લય કરયેથી તથા तत्पद ઇશ્વરનો અર્થ જાણીને અને त्वंपद એવો જીવ, તેનો યથાર્થ અર્થ જાણીને, અને તે પછી तत्वमसि મહાવાક્યના અર્થને સાંભળયેથી સંસારના કારણરૂપ અજ્ઞાન જેમાંથી નિવૃત્ત થયું છે, એવું તે સ્વયંપ્રકાશ જ્યોતિ, શાંત, અનંત, સદા આનંદરૂપ, મનમાં પ્રવેશ કરે છે.

**पुरुष**—(આનંદવાન્ થઇને સાંભળેલા અર્થનું મનન કરે છે.)

---

## પ્રવેશ ૪ થો.

### निदिध्यासन, उपनिषद्, प्रबोधोदय અને विष्णुभक्ति.

**निदिध्यासन**—(પ્રવેશ કરીને) ભગવતી વિષ્ણુભક્તિએ આજ્ઞા કરી છે, કે 'છાંની રીતે વિવેક સાથે ઉપનિષદ્‌ને અમારો અભિપ્રાય કેહેવો' અને મુને કહ્યું છે કે 'તારે પુરૂષ (જીવાત્મા)ની પાસે રહેવું.' આ દેવી ઉપનિષદ્ વિવેક અને પુરૂષસહિત નજીક બેઠાં છે માટે એની પાસે જાઉં. (પાસે જઇને મનુષ્યો સાંભળે તેમ ઉપનિષદ્‌ને કહે છે.) દેવી વિષ્ણુભક્તિયે કહ્યું છે કે 'દેવતાઓ સંકલ્પમાંથી ઉત્પન્ન થાય છે. અને, મેં ધ્યાનના સામર્થ્યથી જાણ્યું છે કે તેં ગર્ભધારણ કર્યો છે. જગત્‌નો નાશ કરવો એવો જેનો ક્રૂર અભિપ્રાય છે એવી બ્રહ્મવિદ્યાનામની કન્યા તારા ઉદરમાં છે અને પ્રબોધોદય એવા નામનો પુત્ર પણ છે' તેમાં વિદ્યાનામની કન્યાને સંકર્ષણવિદ્યાએ મનની અંદર ખેંચી લેજે અને પ્રબોધોદયને વિવેકસહવર્તમાન પુરૂષનેવિષે સંક્રમણ કરજે (મેલજે) તે પછી મારી પાસે આવજે.

**उपनिषद्**—જેવી દેવીની આજ્ઞા. (એમ કહી વિવેકસહિત નીકળી જાય છે.)

**निदिध्यासन**—(પુરૂષમાં પ્રવેશ કરે છે.)

**पुरुष**—(નિદિધ્યાસનનો અનુભવ કરે છે.)

**નેપથ્યમાં**—આશ્ચર્ય! આશ્ચર્ય! ઘણાં તેજરૂપ માળાઓથી વિજળીની પેઠે સર્વે દિશાઓમાં પ્રકાશ કરતી, અને પ્રત્યક્ષ જેમાં હાડકાં ફૂટી જાય છે એવાં મનનાં હૃદયને ભેદીને નીકળેલી આ બ્રહ્મવિદ્યારૂપ કન્યા, કામ ક્રોધાદિક સેવકોસહિત મોહને ગળી જઇને પોતે પણ અંતરધ્યાન થઇ જાય છે, અને આ ઉત્તમ પ્રબોધોદય પુરૂષમાં પ્રવેશ કરે છે.

(એવામાં પ્રબોધોદય પ્રવેશ કરે છે.)

**પ્રબોધોદય**—જે પ્રબોધનો ઉદય થયે સ્વાભાવિક પ્રકાશે કરીને નાશ કરેલું ત્રિલોકીરૂપ જગત્ તર્કના વિષયરૂપ થતું નથી,(તર્કથી જણાતું નથી) જેમકે આ જગત્ શાથી સંયુક્ત છે? શાથી વ્યાપ્ત છે? શું વ્યાપ્ત છે? શું દૂર કર્યું? શું લીધું? શું કાઢ્યું? શું ઠીક કર્યું! શું લય કર્યું? શું છે? શું નથી? ઇત્યાદિ નાનાપ્રકારના તર્કો જેથી લય થાય છે તે પ્રબોધોદય હું છું. (આમ તેમ ફરીને) આ રહ્યા પુરૂષ, પેહેલાં હું એની પાસે જાઉં. (પાસે જઇને) ભગવાન્! પ્રબોધોદય આપને નમન કરે છે.

**પુરુષ**—(ઉત્સાહથી) આવ પુત્ર! મુને મળ.

**પ્રબોધોદય**—(મળે છે.)

**પુરુષ**—(આનંદસહિત) અહો! અંધારાંનું પટળ જેણે નાશ કરેલ છે એવું જાણે સવાર હોયની? તેમ અજ્ઞાનરૂપ અંધારાંનો પડદો જેણે નાશ કરેલ છે એવું પ્રબોધરૂપ આ સવાર પડ્યું. કેમકે મોહરૂપ અંધારાંને મટાડી, વિકલ્પરૂપ નિંદ્રાને તજી દઇને, કોઇ અનિર્વચનીય પ્રબોધરૂપ ચંદ્રનો ઉદય થયો છે, કે જેણે કરીને શ્રદ્ધા, વિવેક, મતિ, શાંતિ, યમ આદિ જગતનું રૂપ તે, આ વિષ્ણુરૂપ પ્રકાશે છે, અને તે વિષ્ણુરૂપ હું છું એમ જણાય છે. સર્વ પ્રકારે ભગવતી વિષ્ણુભક્તિના પ્રતાપથી હું કૃત્યકૃત્ય છું, કે જે ઇશ્વરેચ્છાથી કોઇ માણસ કે ઝાડની સાથે સંગ થઇ ગયો તોપણ પ્રયોજન ન હોવાથી તેને કાંઇ પુછ્યાવિના, દિશા અને વિદિશામાં પ્રયોજનવિના ફરતો ફરતો, રાગદ્વેષને મેલી દઇ,

ભય શોક તથા પ્રારબ્ધથી જુદી જાતિનાં કર્મનાં ફળનો ભોગ અને મોહ, એ સર્વ જેનાં મટી ગયાં છે અને સાયંકાળ જ્યાં થાય ત્યાંજ જેનું ઘર છે, એવો હું તત્કાળ મુનિ (મનશીલ) થઇશ.

(એટલામાં વિષ્ણુભક્તિ પ્રવેશ કરે છે.)

**विष्णुभक्ति**—(હર્ષસહિત પાસે આવીને) આપણા મનોરથ ઘણે કાળે આજ પૂરા થયા છે, કે જેથી શત્રુ જેના શાંત થઇ ગયા છે એવા વિવેકને હું જોઉં છું.

**पुरुष**—દેવી વિષ્ણુભક્તિના પ્રતાપથી ન થઇ શકે તેવું શું છે? (એમ કહી પગમાં પડે છે.)

**विष्णुभक्ति**—(પુરૂષને ઉઠાડે છે) પુત્ર! ઉભો થા, કહે હવે તારૂં બીજું શું પ્રિય કરૂં?

**पुरुष**—દેવિ! મોહરૂપ શત્રુઓ અથવા કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર આદિ શત્રુઓ જેણે નાશ કર્યા છે, એવો વિવેક કૃત્ય કૃત્યપણાને પામ્યો, (વિષ્ણુભક્તિના પ્રસાદથી સૈન્યસહિત મહામોહને નાશ કરીને માનવતા વિવેકે બ્રહ્મવિદ્યાને અને પ્રબોધને ઉત્પન્ન કર્યા) અને આપે મને નિર્મળ અને સદા આનંદરૂપ પદનેવિષે (જીવન્મુક્તિનાં લક્ષણવાળાં અવિનાશિ પરબ્રહ્મ પદનેવિષે) સ્થાપ્યો; એથી બીજું શું પ્રિય છે? (અર્થાત્ એથી બીજો કાંઇ પુરૂષાર્થ નથી.) તોપણ આ ભરતપુત્રનાં વાક્યપ્રમાણે થાઓ.

'જગત્માં જેટલી જોઇએ તેટલી વૃષ્ટિને વરસાદ વરસાવો, નાનાપ્રકારના દેશના અને રાજ્યના ઉપદ્રવ જેના ગળી ગયા છે એવા રાજાઓ પૃથ્વીને પાળો, તત્વના સાક્ષાત્કારથી જેનું અજ્ઞાન ટળી ગયું છે એવા જ્ઞાનીજનો, પુષ્પનીમાળા આદિ વિષયો, મમત્વ અથવા અભિમાન, અને ભયરૂપ જેમાં કાદવ છે એવા સંસારરૂપ સાગરને તરી જાઓ.' (સર્વે જાય છે.)

इति श्रीकृष्णमिश्रविरचित प्रबोधचंद्रोदय नाटकनो

अंक छट्ठो संपूर्ण.